# પ્રસાદ



: પ્રકાશક :

શ્રી ભારત સરસ્વતી મંદિર

કરાંચી

બાર આના

સંવત ૧૯૮૬

સંપાદક
અને
પ્રકાશક
મનસુખરામ મો. જોબનપુત્રા
શ્રી ભારત સરસ્વતી મંદિર
કરાંચી



આવૃત્તિ ૧ લી
ચૈત્ર શુદ ૨ સં. ૧૯૮૬
૫૦૦ નકલ

: મુદ્રક :
કેશવલાલ માધવજી જાની
યુનિવર્સલ પ્રિન્ટીંગ હાઉસ,
ખોરી ગાર્ડન, કરાંચી.

સંપાદક
અને
પ્રકાશક
મનસુખરામ મો. જોબનપુત્રા
શ્રી ભારત સરસ્વતી મંદિર
કરાંચી

આવૃત્તિ ૧ લી
ચૈત્ર શુદ ૨ સં. ૧૯૮૬
૫૦૦ નકલ

: મુદ્રક :
કેશવલાલ માધવજી જાની
યુનિવર્સલ પ્રિન્ટીંગ હાઉસ,
બોરી ગાર્ડન, કરાંચી.

# પ્રસ્તાવના

•

સંગીત એ કેળવણીનું ભારે પ્રાણપોષક અંગ છે. માનવજીવનમાં એ કેવડો મોટો ભાગ ભજવે છે એનું વર્ણન અહિં ક્યાં કરવા બેસાય! એના ચમત્કાર સૌ અનુભવે છે. પરમ દેવ સમા પવિત્ર સંતોનાં મુખમાંથી ઝરેલાં કાવ્ય–સંગીતોનાં ઝરણાં હૃદયની કેમે ય ન છીપતી તૃષાને તૃપ્ત કરી દે. સુતેલા, મુડદાલ બનેલા રાષ્ટ્રને એના ભૈરવનાદે જગાડી કાર્યક્ષેત્રમાં ઝંપલાવવા કટિબદ્ધ કરવામાં ચેતનવંતા રાષ્ટ્રસંગીતોનો હિસ્સો ક્યાં યે ચઢી જાય.

નાનાં બાળકને રોતું રાખનાર; ઝેરી સર્પને ઘડીભર પોતાનો સ્વભાવ ભૂલાવી ડોલાવનાર; રોગીનું અમૃત સમું ઔષધ; દુઃખીનાં દુઃખને ઘડીભરને માટે ક્યાં યે દફનાવી દેનાર દેવદૂત; જડતામાં ચેતનરેડનાર; કલ્પનાના ઘોડાને પવનવેગી કરનાર; પતિતનાં હૃદયમાં ઘટ્ટ બની ગયેલા પાપના જામેલા થરને પીગળાવી–રેલાવી–હૃદયશુદ્ધિ કરાવનાર; એવું શુદ્ધ, પવિત્ર, અને નિયમનવાળું સુંદર સંગીત પ્રત્યેક વિદ્યામંદિરનું પ્રધાન અંગ બની જાઓ.

અમારાં સરસ્વતીમંદિરમાં થતી પ્રાર્થનાઓ, ગવાતાં ભજનો, રાષ્ટ્રગીતો, પ્રસંગોપાત લેવાતા રાસ, ઇત્યાદિનાં સંગીતો માટે એક સંગ્રહિત પુસ્તક, પાઠ્ય પુસ્તક તરીકે પ્રત્યેક વિદ્યાર્થી પાસે હોય તો અમારાં એ કાર્યમાં ખૂબ સરલતા થાય એ વિચાર આજ બે વરસ થયાં મનમાં ઘોળાયા કરતો હતો તેનાં પરિણામરૂપે આ **પ્રસાદ**.

**પ્રસાદ**માં વિધવિધ વસ્તુઓનું મિશ્રણ થયું છે. મંદિરની પ્રાર્થના માટેના મંત્રો; ભારતસાવિત્રી; ભગવદ્ગીતાના અગાધ સાગરમાંથી ભરેલા અમૃતના ઘૂંટડીઓ; ઋષિવર ટાગોરના આત્માનાં ઉંડાણમાંથી અવતરેલી અણમોલી શબ્દધ્વનિઓ; પરમ સંતોની પતિતપાવની વાણી; રાષ્ટ્રના જાગ્રત પ્રાણમાંથી જન્મેલાં ગર્જનકાવ્યો; દિલડાંને ડોલાવી હિલોળે ચડાવનાર, સંગીતની મજા સાથે નૃત્યનાં મિશ્રણે એના અંતર્ગત પ્રાણને પૂર્ણ સ્વરૂપે પ્રકટાવી દેનાર, શ્રીકૃષ્ણચંદ્રની પ્રસાદીનું પદ પામેલ 'રાસ'ની થોડીક રસપ્રસાદી; જગતની વિભૂતિઓનાં મુખમાંથી ઝરેલાં, મીઠી મનોહારી ફોરમ પ્રસરાવતાં ફૂલડાં; અને અંતમાં પરમ વિરાટ પ્રભુની સમૂહગત પૂજા – વ્યક્તિ અને સમષ્ટિનાં કલ્યાણ માટે કરવાના રાષ્ટ્રીય યજ્ઞના મંત્રો – **नित्यपूजाविधानम्.**

આમ બનેલ બહુવિધ **પ્રસાદ** સૌને રૂચીકર, શ્રેયસ્કર, અને બળપ્રદ બનો.

**મનસુખરામ મો. જોબનપુત્રા**

# નિવેદન

**પ્રસાદ** તૈયાર કરવાનું કામ ભારે ઉતાવળે કરવું પડયું. એને છપાવવાનું કામ કેટલીક અગવડતાઓ વચ્ચે થયું, એટલે એમાં કેટલીએ ત્રૂટીઓ રહી ગઇ છે. ક્રમ બરાબર નથી જળવાયો. શુદ્ધિ બરાબર નથી રહી. જે જે લેખકનાં કાવ્ય ઇત્યાદિ લેવાયાં છે તેમને પણ કંઇક અન્યાય અપાઇ ગયો છે. પરવાનગી અગાઉથી નથી મેળવાઇ. ક્યાંક કાવ્યો નીચે એમનાં નામનો ઉલ્લેખ સુદ્ધાં ભૂલાઇ ગયો છે. એ અપરાધો માટે તે તે લેખકબંધુની અમો ક્ષમા યાચીએ છીએ. એ બધી ત્રૂટીઓ બીજી આવૃત્તિમાં સુધરી જશે.

જે મહાનુભાવોના ભંડારમાંથી અમે આ 'પ્રસાદ' માટેની વસ્તુઓ લીધી છે તેમના અમો પૂર્ણ ઋણી છીએ.

સંપાદક

# અનુક્રમણિકા



## संतवाणी

## ६. राष्ट्रगीत

## ७. रास.

## ६. राष्ट्रगीत

## ७. रास.





## ६. राष्ट्रगीत

## ७. रास.







ॐ। भूर्भुवः स्वः। ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॐ॥

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम्।
यत् स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद् ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥१॥

प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण।
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥२॥

प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम्॥
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥३॥

ૐ

ૐ ભૂઃ; ભૂવઃ; સ્વઃ ૐ તે સવિતા દેવનું ઇચ્છવા યોગ્ય કિરણ અમે પૂજીયે છીએ, જે (કિરણ) અમારી બુદ્ધિને વિકસાવો.

૧. સવારના પહોરમાં મારા હૃદયમાં સ્ફુરતા આત્મતત્વનું હું સ્મરણ કરૂં છું; તે સદ્રૂપ. જ્ઞાનરૂપ અને સુખરૂપ છે; પરમહંસોની તે છેલ્લી ગતિ છે; તે ચતુર્થ પદ છે; તે સ્વપ્ન, જાગ્રતિ અને નિદ્રા ત્રણેને સતત જાણે છે; તે શુદ્ધ બ્રહ્મ છે; અને તે જ હું છું: પંચમહાભૂતથી બનેલો આ દેહ તે હું નથી.

૨. જે મન અને વાણીને અગોચર છે, જેની જ કૃપા વડે ચતુર્વિધ વાણી પ્રવર્તે છે, જેનું વર્ણન વેદો પણ 'તે આ નથી. આ નથી.' એ રીતે જ કરી શક્યા, તે બ્રહ્મને સવારે ઉઠીને હું ભજું છું. ઋષિઓએ તેને દેવોના દેવ, અજન્મા, પતનરહિત અને સૌથી આદિ તરીકે વર્ણવેલું છે.

૩ અંધકારથી પર. સૂર્ય જેવું, પૂર્ણ, શાશ્વત આધાર, પુરુષોત્તમ નામથી ઓળખાયેલું, એવાં પરમાત્મતત્ત્વને હું સવારે ઉઠીને નમસ્કાર કરૂં છું. તે અનંત સ્વરૂપની અંદર આ આખું જગત. રજ્જુમાં જેમ સર્પ દેખાય છે તેમ. પ્રતીત થાય છે.

ॐ। उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम्। देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥१॥ ॐ। उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः दृशे विश्वाय सूर्यम ॥२॥ ॐ चित्रं देवाना-मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः। आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥३॥ ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत्। पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥४॥

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ આકાશને ઘેરેલાં અંધારાથી પર અમે જોઈએ. હે દેવો. ઉત્તમ જ્યોતિ એવા સૂર્યદેવને અમે પ્રાપ્ત કરીએ.

ॐ જન્મતાં જ જે બધું જાણે છે. તેવા દેવ સૂર્યને, વિશ્વને ( તે ) દેખાય માટે, (જ્યોતિ પુંજ) અશ્વો વહી જાય છે.

દેવોના વિવિધ (રંગોવાળા) મિત્રરૂપ, મિત્ર અગ્નિ અને વરૂણનું ચક્ષુ ( એટલે સૂર્ય) ઉગેલ છે. જડ અને ચેતનનો આત્મા એવા સૂર્યદેવે. આકાશ અંતરિક્ષ અને પૃથ્વિને (તેજથી) ભરી દીધાં છે.

ॐ તે દેવોને અપાએલ ઉજ્જવલ ચક્ષુ (અમારી) આગળ-ઉપર ચાલે છે. અમે સો વર્ષ સુધી દેખીયે, સો વર્ષ સુધી જીવીએ, સો વર્ષ સુધી સાંભળીએ. સો વર્ષ સુધી બોલીએ, સો વર્ષ સુધી અદીન સ્વતંત, સોથી યે વધારે વર્ષો સુધી સુખી રહીએ.

આપણા બન્નેનો તે સાથે વિકાસ કરો. આપણા બન્નેનું તે સાથે પાલન કરો. આપણે સાથે પુરુષાર્થ કરીએ. આપણું અધ્યયન તેજસ્વી થાઓ. આપણે એકબીજાનો દ્વેષ ન કરીએ.

ॐ असतो मा सद्गमय ।

तमसो मा ज्योतिर्गमय ।

मृत्योर्माऽमृतं गमय ॥

ॐ विश्वानि देव सवित र्दुरितानि परासुव ।

यद्भद्रं तन्न आसुव ॥

ॐ अग्ने नय सुपथा रायेऽस्मान्

विश्वानि देव वयुनानि विद्वान् ।

युयोध्यस्मज्जुहुराणमेनो

भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः

भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।

स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि

र्व्यशेम देवहितं यदायुः ॥

(હે પ્રભો!) મને અસતમાંથી સતમાં લઇ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઇ જા.

ૐ હે જ્યોતિર્મય દેવ! (અમારાં) સર્વ દુરિતો દૂર કર; જે કલ્યાણકારી છે તે અમને આપ.

સર્વ માર્ગોનાં જ્ઞાનવાળા અગ્નિદેવ, અમને (અમારા) ધ્યેયની (નિશ્ચિત) પ્રાપ્તિ જે રીતે થાય, તેવી રીતના સુંદર માર્ગે તું અમને લઇ જા. અમારાં કુટિલ પાપો સાથે લડ (અને તેને ઠાર કર). તને અમે પુષ્કળ નમસ્કાર કરીએ છીએ.

ૐ હે દેવો. અમે કાનેથી જે કલ્યાણકારી છે તે (જ) સાંભળીએ. હે યજનીય દેવતાઓ, અમે આંખોથી જે કલ્યાણપ્રદ છે તે (જ) જોઈએ. સ્થિર એવાં અંગોવાળાં શરીરથી પ્રાર્થતાં અમે દેવને અર્પણ કરેલું આયુષ્ય ભોગવીએ.

ॐ हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं
तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥

स्वस्ति प्रजाभ्यः परिपालयन्तां
न्याय्येन मार्गेण महीं महीशाः ।
गोब्राह्मणेभ्यः शुभमस्तु नित्यम्
लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥

नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय ।
नमोऽद्वैतत-त्वाय मुक्तिप्रदाय
नमोब्रह्मणे व्यापिने शाश्वताय ॥

ૐ હૃદયમાં જેનો વાસ છે, જેને વૃદ્ધાવસ્થા આવતી નથી, જે ભારે વેગવાન છે, એવું મારૂં મન કલ્યાણકારી સંકલ્પ કરનારૂં થાઓ.

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી, હું જે કંઈ અપરાધ કરૂં, તે કર્મથી ઉત્પન્ન થયેલ હોય કે માત્ર માનસિક હોય, અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર કલ્યાણકારી મહાદેવ. તે બધાની મને ક્ષમા કર. તારો જયજયકાર થાઓ.

હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે ! મોક્ષનીયે મને ઇચ્છા નથી ; દુ:ખથી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય એટલું જ હું ઇચ્છું છું.

પ્રજાનું કલ્યાણ થાઓ, રાજાઓ ન્યાયને રસ્તે પૃથ્વીનું પાલન કરો. હમેશાં ગાય અને બ્રાહ્મણનું ભલું થાઓ, અને સમસ્ત લોકો સુખી થાઓ.

જગતના કારણરૂપ અને સત્સ્વરૂપ હે પરમેશ્વર ! તને નમસ્કાર, સર્વ લોકના આશ્રય એવા ચિત્સ્વરૂપ, તને નમસ્કાર. મુક્તિ આપનાર અદ્વૈતતત્ત્વ, તને નમસ્કાર. શાશ્વત અને સર્વવ્યાપી એવાં બ્રહ્મને નમસ્કાર.

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम्
  त्वमेकं जगत्पालकं स्वप्रकाशम् ।
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ
  त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥

मनोजवं मारुततुल्यवेगं
  जितेन्द्रियं बुद्धिमतां वरीष्ठम् ।
वातात्मजं वानरयूथमुख्यं
  श्रीरामदूतं शरणं प्रपद्ये ॥

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
  सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो
  यं पश्यन्ति यतयः क्षीणदोषाः॥

सत्यमेव जयते नानृतं
  सत्येन पन्था विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामाः
  यत्र तत्सत्यस्य परमं निधानम् ॥

તું જ એક શરણ લેવા જેવો છે—આશ્રયનું સ્થાન છે. તું જ એક પ્રેમ્છવાલાયક છે—વરવાલાયક છે. તું જ એક જગતનો પાલનહાર છે અને પોતાના જ પ્રકાશથી પ્રકાશમાન છે. તું જ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને સંહાર કરનાર છે, અને તું જ એક નિશ્ચલ અને નિર્વિકલ્પ છે.

મન સમાન ચપળ અને પવન સરખો ત્વરિત જેનો વેગ છે, જે જિતેંદ્રિય, બુદ્ધિમાન અને શ્રેષ્ઠ છે: એવા વાનરયૂથના સેનાપતિ, શ્રી રામદૂત પવનસુતને શરણે હું જાઉં છું.

આત્માની પ્રાપ્તિ હમેશાં સત્યથી, તપથી, સારી અથવા સંપૂર્ણ (રીતે પ્રાપ્ત કરેલા) જ્ઞાનથી, અને બ્રહ્મચર્યથી થાય છે. પોતાના અંતઃકરણમાં નિષ્કલંક અને પ્રકાશમય સ્વરૂપમાં રહેનારા આત્માને પાપરહિત થયેલા પ્રયત્નશીલ લોકો જોઇ શકે છે.

સત્યનો જ જય થાય છે, અસત્યનો જય થતો નથી. જે માર્ગે કૃતાર્થ થયેલા ઋષિઓ જાય છે અને જે માર્ગ પર સત્યનું તે પરમ નિધાન રહે છે, તે દેવોનો માર્ગ સત્ય વડે જ આપણે માટે ખુલ્લો થાય છે.

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूँ स्वाम् ॥

मधु वाता ऋतायते । मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः
सन्त्वोषधीः । मधु नक्तमुतोषसः । मधुमत्पार्थिवं रजः ।
मधु द्यौरस्तु नः पिता । मधुमान्नो वनस्पतिः ।
मधुमानस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ।

ॐ शांतिः शांतिः शांतिः ॥

આ આત્મા વેદોના અધ્યયનથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિની ઝીણવટથી કે પુષ્કળ શ્રવણથી (એટલે અનેક વિષયોની માહિતી હોવાથી) પ્રાપ્ત થતો નથી. પણ જે આ આત્માને જ વરે છે (એટલે એની જ પ્રાપ્તિ વાંછે છે) તેને જ તેની પ્રાપ્તિ થાય છે. તેને જ આત્મા પોતાનું સ્વરુપ પ્રગટ કરે છે.

(સત્યની શોધ કરનારા અમને) પવન અનુકૂળ થાઓ, નદીઓ મીઠું પાણી પાઓ, સર્વ વનસ્પતિ મીઠી થાઓ, અમને રાત્રી કલ્યાણપ્રદ થાઓ, પ્રભાત સુખપ્રદ થાઓ, સંધ્યા આનંદપ્રદ થાઓ. પિતૃસ્વરૂપ આકાશ તે અમને આશીર્વાદ દો. વૃક્ષ વગેરે અમને મધુરાં ફળો આપો. સૂર્ય અમારૂં કલ્યાણ કરો. ગાયો અમારા તરફ વાત્સલ્ય ધરાવો.

ૐ શાંતિ : શાંતિ : શાંતિ :

# भारतसावित्री.

मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यांति यास्यंति चापरे ॥

हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशंति न पंडितम् ॥

उर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

न जातु कामान्न भयान्न लोभा
द्धर्मं त्यजेज्जिवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखेत्वनित्ये,
जीवो नित्यो, हेतुरस्य त्वनित्यः ॥

इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥

## ભારતસાવિત્રી

હજારો માતાપિતા અને સેંકડો પુત્રો અને સ્ત્રીઓ સંસારમાં અનુભવાય છે તે બધાં જાય છે (મરે છે) અને બીજાં (પણ) ઘણાંય જશે.

હજારો હર્ષનાં સ્થાનો અને સેંકડો ભયનાં સ્થાનો હંમેશ મૂર્ખને અસર કરે છે, પંડિતને નહિ.

હાથ ઉંચા કરીને આ હું પોકારીને કહું છું કે "ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ છે. તે (ધર્મ) કેમ કોઇ સેવતું નથી?" (પણ) મને કોઇ સાંભળતું નથી.

કામથી, ભયથી કે લોભથી તેમજ જીવનાં કારણે પણ ધર્મ ન તજવો જોઇએ. ધર્મ નિત્ય છે. સુખ અને દુઃખ અનિત્ય છે. જીવ નિત્ય છે; તેનું પ્રયોજન અનિત્ય છે.

આ ભારતસાવિત્રીનું સવારે ઉઠીને જે સ્તવન કરે છે તેને ભારત (વાંચ્યાનું) ફળ મળે છે અને તે પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે

हे ठाकुर ! तुम पें अरदास,
जीवपिंड सब तुमरी आस ;

तुम मातपिता हम बालक तेरे,
तुमरी कृपामें सुख घने रे ;

कोइ न जाने तुमरा अंत,
उंचे ते उंचा भगवंत ;

सगल सामग्री तुमरी सुत्रधारी,
तुमते होये सो आज्ञाकारी.

हे ठाकुर !

---

हे अच्युत परब्रह्म हे ! अविनाशी अघनाश ;
हे पूरण, हे सर्वमें, दुःखभंजन गुणतास.
हे संगी, हे निरहंकार, हे निर्गुण सब टेक ;
हे गोविंद, हे गुणनिधान, जाको सदा विवेक.
हे अपरंपर हरहरे, हे भी होवनहार ;
हे संतन के सदा संग, निराधार आधार.
हे ठाकुर हों दासरो, में निर्गुण गुण नहि कोय ;
नानक दीजे नामदान, राखों हीये परोय.

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥२-३॥

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥२-२२॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२-२३॥

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२-२७॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥२-३७॥

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥२-३८॥

હે પાર્થ! આમ કાયર થા નહિ. તારા જેવાને એ છાજતું નથી. માટે હે પરંતપ! હૃદયની એ તુચ્છ દુર્બળતા ત્યજી દઈ ઉઠ. ૨-૩

કેમકે મનુષ્ય જેમ જૂનાં વસ્ત્રો ત્યજી દઇને બીજાં નવાં વસ્ત્રો પહેરે છે; તેમ એ આત્મા પણ જૂનાં શરીરો ત્યજી દઇને બીજાં નવાં શરીરો ધારણ કરે છે. ૨-૧૨

એ અમર આત્માને તો નથી શસ્ત્રો છેદી શકતાં કે નથી એને અગ્નિ બાળી શકતો; નથી એને પાણી પલાળી શકતું કે નથી એને પવન સૂકવી શકતો. ૨-૧૩

જેમ જન્મેલાનું મૃત્યુ નક્કી છે; તેમ મરનારાનો જન્મ પણ નક્કી છે. માટે એ ટાળી ટળે નહિ એવી બાબત માટે તારે શોક કરવો યોગ્ય નથી. ૨-૨૭

યુદ્ધમાં હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ; માટે હે કૌંતેય! યુદ્ધનો નિશ્ચય કરીને ઉઠ. ૨-૩૭

સુખ દુઃખ, લાભ અલાભ અને જય પરાજય, એ સર્વ પ્રત્યે સમદૃષ્ટિ કરીને તું યુદ્ધમાં જોડાઇ જા. કેમકે એ રીતે પણ તને પાપ નહિ લાગે. ૨-૩૮

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ २-४० ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ २-४७ ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥२-६९॥

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ ३-२१ ॥

વળી કર્મયોગને રસ્તે ચાલવામાં થયું હોય તેટલું નિષ્કામ કાર્ય નષ્ટ, નિષ્ફળ કે પાપદાયક થતું નથી; પણ આ નિષ્કામ કર્મરૂપી ધર્મ તો થોડો પણ આચરી શકાયો હોય તો તે પણ તેના પ્રમાણમાં ઘણા મોટા ભયથી તારે છે. ૨-૪૦

કર્મ કરવા પુરતોજ તારો અધિકાર છે; ફલ ( મળવું ન મળવું ) એ કદી તારા અધિકારની વાત નથી. માટે હવે તું કર્મફળના હેતુવાળો થા નહિ; તેમ કર્મ રહિત થવામાં પણ પ્રીતિ રાખતો નહિ. ૨-૪૭

સર્વ લોકની જે રાત તેમાં સંયમી પુરૂષ જાગતો રહે છે; અને જેમાં સર્વ લોક જાગતા રહે છે તેમાં આ જ્ઞાનવાન પુરૂષને રાત જણાય છે. ૨-૬૯

શ્રેષ્ઠ પુરૂષ જે જે આચરણ કરે છે, તે તે અન્ય જનો પણ કરે છે; અને જે વાતને તે પ્રમાણભૂત ઠરાવે છે તેને અનુસરીને લોકો વર્તે છે. ૩-૨૧

श्रेयान्स्वधर्मो विगुण: परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह: ॥३-३५॥

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥४-६॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥४-७, ८॥

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्या: पार्थ सर्वश: ॥४-११॥

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिता: समदर्शिन: ॥५-१८॥

બીજાએ આચરેલા તેના ધર્મ કરતાં પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તોપણ તેજ શ્રેયસ્કર છે; એટલુંજ નહિ પણ સ્વધર્મ પાળતાં મરવું એ પણ કલ્યાણકારી છે; અને પરધર્મ તો ભયકારક જ છે. ૩-૩૫

હું અજન્મા, અવિનાશી અને સર્વ ભૂતોનો ઇશ્વર છતાં પણ મારી પ્રકૃતિનો અંગીકાર કરીને મારી માયાવડે સંસારમાં પ્રગટ થાઉં છું. ૪-૬

જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મ જોર પકડે છે; ત્યારે ત્યારે હે ભારત! સાધુજનોના ઉદ્ધાર માટે, દુષ્ટજનોના સંહાર માટે અને ધર્મની સંસ્થાપના અર્થે હું યુગે યુગે પ્રગટ થાઉં છું. ૪-૭, ૮

મનુષ્યો જે પ્રકારે મને ભજે છે, તેમને તેજ પ્રકારે હું ભજું છું, અને તેથી હે પાર્થ! બુદ્ધિમાન મનુષ્યો તો સર્વ ભાવથી મારાજ માર્ગપર ચાલે છે. ૪-૧૧

એવા પંડિતો, વિદ્યા (વિનયવાળામાં) તથા બ્રાહ્મણ, હાથી, કુતરો કે ચંડાળમાં સમદૃષ્ટિવાળા હોય છે. ૫-૧૮

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥–६-५॥

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥६–१६,१७॥

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ ६–२६॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥६–३०॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥६–४०॥

પોતાનો બંધુ પણ પોતાનું અંતઃકરણ છે; અને શત્રુ પણ પોતાનું અંતઃકરણ છે. માટે એ અંતઃકરણવડે પોતાની અધોગતિ ન કરતાં ઉદ્ધાર જ કરવો જોઇએ. ૬–૫સ

પરંતુ હે અર્જુન ! આ યોગ બહુ ખાનારથી, કેવળ નહિ ખાનારથી, બહુ ઉંઘનારથી કે બહુ જાગનારથી સાધી શકાતો નથી ;: પણ યથાઘટિત આહાર–વિહારવાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય પ્રમાણમાં ઉંઘનાર–જાગનારનેજ આ યોગ, અનેકવિધ સંસારદુઃખનો હણનાર થાય છે. ૬–૧૬, ૧૭

આ ચંચળ અને અસ્થિર મન બીજા જે જે લૌકિક પદાર્થોમાં જાય તે તે પદાર્થોમાંથી તેને પાછું વાળીને તે પરમાનંદમય પરમાત્મામાં જ જોડ્યા કરવું. ૬–૨૬

જે મને–પરમાત્માને સર્વમાં અને સર્વને મારામાં રહેલાં જુએ છે; તેનાથી હું અદૃશ્ય રહી શકતો નથી અને તે મારાથી અદૃશ્ય રહી શકતો નથી. ૬–૩૦

હે પાર્થ ! આ લોકમાં કે પરલોકમાં તે યોગભ્રષ્ટ સાધકનો વિનાશ તો કદી થતો જ નથી. કેમકે હે તાત ! કલ્યાણને માટે શરૂઆત કરનારો કોઇ પણ દુર્ગતિ નથી પામતો. ૬–૪૦

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७-७॥

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥९-२२॥

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥९-२७॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥९-३०, ३१॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१७-१४॥

કેમકે હે ધનંજય ! મારાથી બહાર કે શ્રેષ્ઠ હોય એવું બીજું કાંઇપણ નથી. જેમ દોરામાં મણિઓ પરોવેલાં હોય છે, તેમ આ સમગ્ર જગત મારામાં જ પરોવાયલું છે. ૭-૭

જે જનો મને પરમાત્માને અનન્યભાવે ચિંતવતા થકા રૂડે પ્રકારે ઉપાસે છે તેવા સદા મારામાં જોડાઇ રહેનારાઓનું યોગ અને ક્ષેમ સર્વ પ્રકારે હું પોતે વહન કરૂં છું. ૯-૨૨

તું જે કાંઇ કરે, જે કાંઇ જમે, જે કાંઇ હોમે, જે કાંઇ દાન કરે ને જે કાંઇ તપ કરે, તે સર્વ હે કૌંતેય! મને અર્પણ કરતો રહે. ૯-૨૭

કોઇ અતિ દુરાચારી પણ મને અનન્ય શ્રદ્ધાભક્તિથી-એકનિષ્ઠાથી-ભજતો થાય તો તેને સાધુજ માનવો યોગ્ય છે. કેમકે તે હવે યોગ્ય નિશ્ચયવાળો થવાથી સત્વર ધર્માત્મા થાય છે અને શાશ્વત શાંતિ સ્વરૂપ મોક્ષનાજ માર્ગમાં ચાલે છે. વળી હે કૌંતેય! તું નક્કી જાણજે કે, મારો ભક્ત કદી પણ નાશ પામતો નથી. ૯-૩૦. ૩૧

દેવનું, દ્વિજનું, ગુરૂનું અને જ્ઞાનીનું પૂજન: તથા પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા; એને શારીરિક અથવા કાયિક તપ કહે છે. ૧૭-૧૪

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१७-१५॥

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१७-१६॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥१८-४६॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं॥१८-६१;६२॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥१८-६५॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥१८-६६॥

કોઇને ઉદ્વેગ ન કરે તેવું, સત્ય, પ્રિય ને હિતકારી વચન બોલવું; તેમજ સ્વાધ્યાય કરવો; એને વાણીનું અથવા વાચિક તપ કહે છે. ૧૭-૧૫

મનની પ્રસન્નતા, શાન્ત સ્વભાવ, મૌન, મન-ઇંદ્રિયોનો નિગ્રહ અને ભાવોની સંશુદ્ધિ; એને માનસિક તપ કહે છે.૧૭-૧૬

જેથી સર્વ ભૂતોની ઉત્પત્તિ અને પ્રવૃત્તિ છે, અને જેનાથી આ સમગ્ર જગત વ્યાપ્ત છે, તે પરમાત્માને પોતાનાં સ્વાભાવિક કર્મવડે પૂજીને મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે. ૧૮-૪૬

હે અર્જુન! સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહેલો ઇશ્વર, કે જે સર્વ ભૂતોને પોતાની યોગમાયાવડે યંત્રપર બેસાડેલાં પૂતળાંની પેઠે ચલાવી રહ્યો છે, તે પરમાત્માને જ શરણે સર્વભાવથી જા. કેમકે હે ભારત! તેની જ કૃપાથી તું પરમ શાન્તિ તથા શાશ્વત ધામને પામીશ. ૧૮-૬૧, ૬૨

"મારામાં જ મનવાળો, મારો જ ભકત અને મને જ પૂજનારો થા તથા મનેજ નમસ્કાર કર; અને તેથી તું મને જ પ્રાપ્ત થઇશ." એ સત્ય પ્રતિજ્ઞા તારી પાસે કરૂં છું. તું મારો પ્રિય સખા છે. ૧૮-૬૫

બીજા બધા ધર્મોનો પરિત્યાગ કરીને તું કેવળ એક મારે જ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. શોક ન કર. ૧૮-૬૬

उत्तिष्ठत जाग्रत
प्राप्य वरान्निबोधत ।

# નૈવેદ્ય

હે જીવનસ્વામી, પ્રતિદિન હું તારી સામે ઉભો રહીશ; હાથ જોડીને, હે ભુવનેશ્વર, તારી સામે ઉભો રહીશ. તારા અપાર આકાશ નીચે વિજનમાં એકાન્તમાં નમ્ર હૃદયે આંસુભરી આંખે તારી સામે ઉભો રહીશ. તારા આ વિચિત્ર ભવસંસારમાં કર્મસાગરને તટે સમસ્ત જગતમાનવની વચ્ચે તારી સામે ઉભો રહીશ. તારા આ ભવમાં મારૂં કાજ જ્યારે સમાપ્ત થશે ત્યારે, અહો રાજરાજ, એકલો નીરવે તારી સામે ઉભો રહીશ.

* * * *

રાત્રે સુતી વખતે મનમાં ધારી રાખું, અહો, અંતર્જામી, જે પ્રભાતમાં આંખ ઉઘાડતાં જ તારાં દર્શન કરીશ.

જાગીને શુભ પ્રકાશમાં બેશીને તારે ચરણે હરખથી નમીને મનમાં ધારી રાખું, ઓ સ્વામી, જે દિવસનાં સૌ કર્મ તને સોંપીશ, અહો અંતર્જામી.

* * * *

દિવસનાં કર્મ સાધતાં સાધતાં પળે પળે મનમાં ધારૂં જે કર્મને અંતે, સંધ્યાવેળાએ, તારી પાસે બેસીશ.

સંધ્યાવેળાએ ઘરમાં બેશીને ધારૂં જે તારા રાત્રિના વિરામસાગરમાં થાકયા પ્રાણની ભાવના ને વેદના નીરવે ડુબી જશે, અહો અંતર્જામી.

જેને તું તારી પતાકા દે છે, તેને તું એ વહેવાની શકિત પણ દે છે. તારી સેવાનો મહાપ્રયાસ સહેવાની ભકિત દે છે. તેથી જ હું પ્રાણ ભરીને દુઃખની સાથે દુઃખની મુકિત ચાહું, તારે હાથે થયેલું જે વેદનાનું દાન તે તરછોડીને મુકિત ચાહું ના. દુઃખ મારા માથાનું માણેક થાય, જો સાથે તું ભકિત આપે તો.

જો તને ભૂલવા તું ના દે, અંતરને જો જાળજંજાળમાં જડાવા ના દે, તો તો દેવું હોય એટલું કાજ દેજે. ખુશીમાં આવે એટલે બંધે મને બાંધજે; પણ તારી તરફ મને છુટો રાખજે. તારા ચરણની ધૂળથી મને પવિત્ર કરીને પછી ભલે ધૂળમાં રાખજે. સંસારતળમાં ભૂલવ્યો રાખજે પણ તને ભૂલવા ના દેઇશ.

જે માર્ગે મને તેં રખડવા મુકયો છે તે માર્ગે રખડીશ, પણ તારે ચરણે મારાથી જવાઓ! મારો સૌ થાક ઉતારીને મારો શ્રમ વહી લેવાઓ! આ ભવગહનમાં માર્ગ દુર્ગમ છે: કેટકેટલો ત્યાગ, શોક, વિરહદાહ! જીવનમાં મરણને વહીને મરણમાં પ્રાણ પમાઓ! સંધ્યાકાળે પ્રભુને ચરણે માળામાં જવાઓ!

હે મંગળમય, આ દુર્ભાગ્ય દેશમાંથી તું લોકભયને, રાજભયને, મૃત્યુભયને—સર્વ તુચ્છ ભયને દૂર કરી દે. દીનપ્રાણ દુર્બળનો આ પાષાણભાર, સદા દળી નાખતી આ યંત્રણા ધૂળ તળે પડી રહેનારી આ નિત્ય અવનતિ, ઘડીએ ઘડીએ પળે પળે આત્માનું આ અપમાન, અંદર બહાર રહેલી આ દાસત્વની દોરી, હજારોને પગ તળે વારંવાર ભયભીત માથું નમાવી કરવો પડતો માનવ મર્યાદાગર્વનો સદા ત્યાગ, એ સૌ દૂર કરી દે.

એ મોટા લાજપુંજને લાત મારીને ચુરો કરી દૂર કર. મંગળ પ્રભાતે અનંત આકાશમાં ઉદાર પ્રકાશમાં ખુલ્લા વાયુમાં માથું ઉંચું થાય એમ કર.

* * * *

હે ભારત, સરળ નિર્મળ ચિત્તે પરિપૂર્ણ પ્રભાતને માટે સર્વ દુઃખ ખમીને પણ તું જાગતો રહે; સૌ બંધનમાં પણ આત્માને સ્વાધીન રાખી, પુષ્પચંદને પોતાનાં અંતરનાં મહાત્મ્ય-મંદિરને સજાવી સુગંધિત કરી, તારૂં દુઃખનમ્યું મસ્તક નીરવે એને પગતળે સદા રાખી જાગતો રહે.

એનાથી તને વિખુટો પાડે એવું આ સંસારમાં કોઇ નથી -એ ગર્વબળે એને હાથે અક્ષય સંમાન પામીને તું સર્વ ભયમાં પણ નિર્ભય અંતરે રહે. સંસારમાં તારૂં સ્થાન ગમે

એટલું નીચે હોય તો, પણ એ આખો સંસાર જેના પગની રજ છે તે ભગવાનના પગ મુકવાના બાજઠને તું તારૂં આસન કર.

*　　*　　*　　*

રાતદિવસ તારો સ્પર્શ મારે સૌ અંગે લાગી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા દેહને પવિત્ર કરી રાખીશ, હે પ્રાણેશ્વર : મારા મનમાં તું બિરાજી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા સર્વધ્યાનમાંથી સર્વવિચારમાંથી સર્વપ્રયત્ને સર્વ અસત્યને ટાળી દૂર કરી રાખીશ, હે પરમજ્ઞાન.

મારા હૃદયમાં તારૂં અચળ આસન રહ્યું છે, એ વાત સદા મનમાં રાખીને સકળ કુટિલ દ્વેષને, સકળ અમંગળને શાસન કરીશ, પ્રેમને પ્રફુલ્લ નિર્મળ કરી રાખીશ, સર્વકર્મમાં તારી શકિત રહી છે, એવો સાર જાણી લેઇને સૌ કામમાં તારો પ્રચાર કરીશ.

તું સૌથી મોટો છે, રાતદિવસ છે, પળેપળ છે, તું દૂર છે, પાસે છે, જે કંઇ છે તે તું છે તેથી જ છે; આ વાત સ્મરણ રાખવી કેમ કઠણ હશે ?

* * * *

લાજો ના હે ભારતવાસી, શક્તિમદમત્ત વેપારવિલાસી, ધનાભિમાની એ પશ્ચિમના કટાક્ષ સામે શ્વેત ઉપરણા ઓઢી શાન્ત સૌમ્યમુખે સરળ જીવન વહેતાં લાજો ના.

ટાગોર

## રાગ બિહારી–તીન તાલ

જય જગદીશ હરે.
ભક્તજનોં કા સંકટ છિન મેં દૂર કરે;
જો ધ્યાવે ફલ પાવે, દુખ વિનસે મન કા—ધ્રુ.

સુખસંપતિ ગૃહ આવે કષ્ટ મિટે તન કા,
માત પિતા તુમ મેરે શરણુ ગ્રહૂં કિસકી;
તુમ બિન ઔર ન દૂજા આસ કરૂં જિસકી. ૧

તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી,
પારબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી;
તુમ કરૂણા કે સાગર, તુમ પાલન કરતા,
મેં મૂરખ ખલ કામી. કૃપા કરો ભરતા. ૨

તુમ હો એક અગોચર સબકે પ્રાણપતી,
કિસવિધ મિલૂં ગુસાંઇ તુમકો મેં કુમતી;
દીનબંધુ દુખહરતા ઠાકુર તુમ મેરો,
અપને હાથ ઉઠાવો દ્વાર પર્યો તેરો;
વિષય વિકાર મિટાવો પાપ હરો દેવા,
શ્રદ્ધા ભક્તિ બઢાવો સંતન કી સેવા. ૩

## રાગ ભૈરવી-દાદરા

રચા પ્રભુ તૂને યહ બ્રહ્માંડ સારા

પ્રાણોંસે પ્યારા તૂ હી સબસે ન્યારા.—(ધ્રુવ)

તૂં હિ ભાઇ બંધુ તૂં હિ જગતજનની,

સકલ જગત મેં એક તેરા પસારા. ૧

ધર્મ દૂધ સે માતા તુમ હમ કો પાલો.

દેઓ ખોલ વિદ્યા કા અપને ભંડારા ૨

નમા કર પ્રભુ સિસ વિનતી હમારી,

દેઓ દાન ભક્તિ કા હોવે વિસ્તારા. ૩

પરમ પ્રેમ પરબ્રહ્મ.

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ!
દમ્પતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસારસાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.

દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ,
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.

સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ,
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.

આત્માનો વિકાસ પ્રેમ, જીવનપ્રકાશ પ્રેમ,
પ્રેમ-પ્રેમ, સર્વ પ્રેમ : પ્રેમનો આ પારાવાર.
પરમ પ્રેમ પરબ્રહ્મ.

ન્હાનાલાલ

## અનંત વાત્સલ્ય.

આપ જ આવા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

દુર્બલ. દીન, નિરાશ, બળેલો,
દૂરથી દેખી શું રોયા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

પંકનિમગ્ન હતા ચરણો તે,
પોતે દયાથી શું ધોયા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

સ્વચ્છ કરી જખમો સહુ જૂના,
લેપ લગાડીને લોહ્યા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

આપ જ આવા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

કાન્ત

# પ્રભુ પ્રાર્થના

નમું : નમું : જગત્પિતા ! નમું : નમું : નમું
દયા કરો કે સર્વદા પદાંબુજે રમું

આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમું
તે હું નહિ : હું તો ભવાટવી વિષે ભમું

પાપોની સજા થાય તે નીચે પડી ખમું
જીતાડો જગન્નાથ ! શાંતિએ પછી શમું

દુનિયામાં ભલે કોઈને હું દીન ના ગમું
તમને ગમું જો તાત ! તો ન કાંઈ તે સમું

પ્રેરો પ્રભો ! પ્રસાદ તે રાજી થઈ જમું
માથું નમી નમી આજ કે રસેશમાં રમું

કાન્ત



## સત્ય સનાતનને

પદ: બિહાગ, ત્રિતાલ.

વિમલ રજત ભાસે, પૂર્ણ કરી નીલાકાશે;
ચંદ્રમા આરતિ કરે, સહસ્ર કિરણે તે સત્ય સનાતનને.
અગણ્ય તારકાવલી, ચતુર્દિશ રહે ઉજ્જ્વલી:
મંગલ કનકદીપ ગગને ગગને. વિમલ. ૧

પુષ્પોનો સુરભિ શ્વાસ. ઉઠે છે ધૂપનો વાસ.
કાનન કુસુમભાર, અર્પે છે ચરણે; વિમલ. ૨

પર્વત-કંદરે જઇ. શુભ શંખ બજાવી:
પવન પૂજે તેને. ચામરવ્યજને. વિમલ. ૩

* * * * * * * *

જ્ઞાનનો પ્રદીપ જ્વાલી. પ્રેમની સુવાસ ઢાળી:
શતકંઠે કરૂં ગાન સુમધુરતાને.
તે સત્ય સનાતનને નામ વિમલ. ૫

**ભોળાનાથ સારાભાઇ**

## ભજ મન!

( રાગ કાફી–ત્રિતાલ )

ભજ મન ! દુખભંજન ભગવાન !

એક. અખંડ, અમર, અવિનાશી.
પ્રભુ એ પ્રેમનિધાન :
ભજ મન ! દુખભંજન ભગવાન ! —(ધ્રુવ)

અણુગણ ગુણ સાગર રહે ગાઈ,
વનવન પવન કવન રહે વાઈ
પળપળ, ક્ષણુક્ષણુ, એમ નિરંતર
કર એનાં ગુણગાન !
ભજ મન ! દુખભંજન ભગવાન ! ૧

તૃષ્ણા કેરા તરલ તરંગે
નાચી રહ્યું તું વિધવિધ રંગે;
પલકે તુજ પરપોટો ફૂટે,
નવ રહે નામનિશાન :
ભજ મન ! દુખભંજન ભગવાન ! ૨

આપ સુગંધ વિના ગુલ કેવું ?
છે પ્રભુનામ વિના મન તેવું :
ગુલ સમ પ્રભુ પ્રભુ ભમર સમર તું,
રજરજ બન ગુલતાન,
ભજ મન ! દુઃખભંજન ભગવાન ! ૩

મીન રહે પાણીમાં પ્યાસી,
એવી ફોગટ છોડ ઉદાસી :
રસનાને અમીરસ દઈ એનો,
પામ અદલ રસદાન !
ભજ મન ! દુઃખભંજન ભગવાન! ૪

ખબરદાર



## દીનનો દયાળ.

દીનનો દયાળ છોડી, કોને શરણ જાવું.
કોને શરણ જાવું પ્રભુ, કોને શરણ જાવું. (ટેક)

માતતાત જાણી પ્રભુ, ચરણપ્રત્યે ધાવું (૨)
પામીને પ્રસાદ પૂર્ણ (૨) કૃતકૃતાર્થ થાવું
પ્રભુ, કૃતકૃતાર્થ થાવું .................... દીનનો૦

નીતિભક્તિરૂપી પુણ્યતીર્થમાં હું નહાવું (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતિ ગુણ ગાવું
પ્રભુ, સ્તુતિ ગુણ ગાવું ....................દીનનો૦

પ્રભુ, કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાહવું (૨)
સંકટ સમયે નાથ (૨) પલ્લવ હું સાહવું;
પ્રભુ. પલ્લવ હું સાહવું.................... દીનનો૦

નમીનમી પરાત્પરા. હું શરણ તારે આવું (૨)
પ્રેમ પુષ્પ અંજલી હું (૨) પ્રભુપદે વધાવું;
પ્રભુ, પ્રભુપદે વધાવું ................. દીનનો૦

## નારાયણનું નામ

નારાયણનું નામ લેને તું પ્રાણી રે;
બદ્રિનાથ પ્રગટ જુગ જાણી-( ટેક )
ગર્ભવાસે રક્ષા કીધી તારી રે
લીધો જઠરા અગ્નિથી ઉગારી રે;
તેને કેમ મેલ્યો છે વિસારી—નારાયણ૦

નરદેહ દીધો તને નાથે રે,
ધન હોય તો વાવર તારે હાથે રે;
પડયું રહેશે, કોડી નાવે સાથે—નારાયણ૦

વણ સમજે કહે મારૂં મારૂં રે,
ધન કાજ ફરે તન તારૂં રે;
તારા હાથે નથી ધન તારૂં—નારાયણ૦

મિથ્યા સુખમાં તે શું લપટાણો રે,
લોક લાજે ગળે દીધો પાણો રે;
જાયે તૃષ્ણાના પૂરમાં તણાણો—નારાયણ૦

કાયા માયા એ રીતે કાચી રે,
તેના રંગમાં તે શું રહ્યો રાચી રે;
બ્રહ્માનંદ કહે વાત સાચી—નારાયણ૦

## હરિનું નામ.

---

જનના સકળ કલ્યાણનો ભંડાર હરિનું નામ છે—( ટેક)
કલિમલતણાના ગંજમાં અંગાર ,, ( ૨ )
પાવનતણું પાવન જગતમાં શ્રેય ,, ( ૨ )
પંથે પરમ પદને જતાં પાથેય ,, ( ૨ )
કવિવરોને વાણી તણો વિશ્રામ ,, ( ૨ )
સંતો તણું જીવન પરમ સુખધામ ,, ( ૨ )
સદ્ધર્મરૂપી વૃક્ષનું શુભ બીજ ,, ( ૨ )
સંસારમાં સંજીવની મૂળીજ ,, ( ૨ )
દુર્લભ મનુષ્યદેહ કેરો લાવ ,, ( ૨ )
ભવસિંધુ પાર તરી જવા દૃઢ નાવ ,, ( ૨ )
આ સ્વપ્નવત્ સંસારમાં નવનીત ,, ( ૨ )
હરિદાસનાં હૈડાતણું તાવીત ,, ( ૨ )



# પ્રભુનું શરણ

અમે તો ત્હારાં શરણ ધર્યાં :
અહો ! કિરતાર !

ભોગપ ભરપૂર,
ઓછપને ઉર,
ત્હારો એક આધાર;
અહો ! કિરતાર !

ભરચક ભવમાં.
ભર વસ્તીમાં,
ત્હારો એક દિદાર :

અહો ! કિરતાર !
અમે તો ત્હારાં શરણ ધર્યાં :
અહો ! કિરતાર !

લલિત.

## અમે તો પ્રભુબાલ બલવન્ત!

અમે તો પ્રભુબાલ બલવન્ત!
    અમારે રેલવવો આનંદ;
        અમે તો પ્રભુબાલ બલવન્ત!

મર્દાની પાલનમાં વિકસે
    અમ જીવનનાં તંત્ર;
વિકાસમાં તો વેગ ભરે કંઇ
    નિર્ભયતાના મંત્ર:
        અમે તો પ્રભુબાલ બલવન્ત!

નાથ તણા નિર્ભય નન્દનને
    સ્વાર્પણના સ્વચ્છંદ:
તાત સમાં તેજસ્વી વિચરિયે,
    ભરિએ તેજતરંગ:
        અમે તો પ્રભુ બાલબલવન્ત!

ઉત્તગિએ રસસુગન્ધ વધવા
    વસુન્ધરાનાં રત્ન;
પ્રાણરસાયન પ્રસારિયે
    રચી અમ ચેતનને રંધ્ર!

        અમે તો પ્રભુબાલ બલવન્ત!
        અમારે રેલવવો આનંદ;
        અમે તો પ્રભુબાલ બલવન્ત!

લલિત

## માબાપની સેવા

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર
નમું મુજ માતતાતને પાય;
જનનીજનકનાં ચરણશરણમાં
જન્મમરણભય જાય :
નમું મુજ માતતાતને પાય.

લલિત.

---

ઇશ્વર તેરી દયાલુતા જગત મેં છા રહી,
હર બાત મેં મુઝકો તેરા પરચા દિખા રહી.—ટેક,
ભૂમિ મેં બીજ ડાલતે હોતા હૈ સૌ ગુણા,
રસ ચાંદ સે પડતા હૈ સૂર્ય સે પકા રહી. ૧.
પાની આધાર જીવ કા મિલતા હૈ સબ જગહ,
ગલે ન કોઇ વસ્તુ પવન સે સુકા રહી. ૨.
ભૂતલ મેં જીવ જો વસેં જલ મેં અકાશ મેં,
સબ કો હિસાબ સે સદા ભોજન ખિલા રહી. ૩.
પાપી વા નીચ જીવ જો તુજ શરણ મેં પડે,
બ્રહ્માનંદ તિનકો મોક્ષ કા મારગ બતા રહી ૪

ઈશ્વર તેરે દરબાર કી મહિમા અપાર હૈ,
બન્દાન સકે જાન તેરા ક્યા બિચાર હૈ—ટેક
ધરતી આકાશ બીચ મેં કિસ આશરે ખડી,
તારા વા ચાંદ ઘૂમતે કિસકે આધાર હૈ. ૧
સાગર ન તીર લાંઘતે સૂરજ દહે નહીં,
ચલતી હવા મર્યાદ સે કિસ કે કરાર હૈ ૨
કુદરત સે પૈદા કિયા યહ દેહ જીવ કા,
ખાતા હૈ બોલતા ફિરે કિસ કે સહાર હૈ. ૩
પંડિત હકીમ જોતિષી કરતે બડે જતન,
બ્રહ્માનન્દ તેરી શક્તિ કા પાયા ન પાર હૈ. ૪

---

એક પુરાતન પુરૂષ નિરંજન, પરમાત્મન કો ધ્યાન ધરો ટેક.
આદિ સત જગ કે કારન મેં, ચિત્ત અપના સમાધાન કરો. ૧
શિવ સુંન્દર જીવંત ઇશ્વર મેં, મન કો અપને મગ્ન કરો. ૨
તૃષિત ચિત્ત એકાંત હૃદય હો, અમૃત રસ કો પાન કરો. ૩

કિજેં નાથ હમારે હ્રુદય, કુંજ મેં વિહાર,
રહિયે સદા સાથ પ્યારે, પ્રાણપતિ પ્રાણાધાર—ટેક.

બેઠ પ્રેમતટિની તીરે, આનન્દ અશ્રુ નયન ભરે,
તુમ્હારે ચરણ ધોએં પ્યારે, ઐસે ભાગ્ય કહાં હમાર. ૧

મિલ મનોવૃત્તિ બાલા, બનાએ ભક્તિ પુષ્પ માલા,
તુમ્હારે કંઠમેં ધરેં, કરેં પૂજા ઉપહાર. ૨

તુમ્હારે નિવાસ સેં, હ્રુદય શુન્ય બન જૈસે,
બને હૈં નન્દન બાગ, સ્વર્ગીય મનોહાર. ૩



કૈસે દયાલ હો પ્રભુજી. કૈસે કૃપાલ હો.
પ્રેમ ભક્તિ ભરીત હમારા, ધન્યવાદ હો—ટેક.

યહ સુંદર સૃષ્ટિ મેં સદા સંગી સાથી હો,
દે ખાન પાન વસ્ત્રદાન, આનંદ કરાતે હો. ૧

દે શક્તિ સબ પ્રકાર, નિત નયા બનાતે હો.
કામ ધામ અટલ નામ. ખુબ સીખાતે હો ૨

કૃતાંજલિ કર સે. કૃતજ્ઞ હૃદય હો,
બાર બાર નમસ્કાર, હમરા તુઝકો હો ૩

ગાઓરે આનંદ સબે "જય બ્રહ્મ જય"—ટેક.

અનંત બ્રહ્માંડ તીરે ગાઈએ અનંત સ્વરે,
ગાય કોટી ચંદ્રતારા "જય બ્રહ્મ જય" ૧

જય સત્ય સનાતન, જય જગત કારણુ,
જ્ઞાનમય વિશ્વાધાર વિશ્વપતિ જય ૨

અચ્યુત આનંદધામ. પ્રેમસિંધુ પ્રાણુારામ,
જય શિવ સિદ્ધિદાતા મંગલ આલય ૩

---

ગાઓ રે પ્રભુ હી કા નામ, રચા જિસને વિશ્વધામ,
દયા કા જાંકે નહીં વિરામ, ઝરે અવિરત ધારે ટેક.
જ્યોતિ જાંકી ગગને ગગને, કીર્તિ ભાંતિ અતુલ ભુવને,
પ્રીતિ જાંકી પુષ્પિત બને, કુસુમિત બન સારે ૧
જાંકા નામ પારસરત્ન, પાપીહૃદય તાપ હરણુ,
પ્રસાદ જાંકા શાન્તિરૂપ. ભક્ત મન મેં જાગે. ૨
અન્તહીન નિર્વિકાર. મહિમા જાંકી હે અપાર,
જીસકી શક્તિ વર્ણન સેં બુદ્ધિ બચન હારે. ૩

જગદીશ ઈશ પ્યારા, સુન બેનૃતી હમારી,
તુમરી શરણુ મેં આયા, પ્રભુ લિજીયે ઉબારી,—ટેક.

તુમને જગત બનાયા, સબ સાજ સેં બનાયા,
કિસુને ન ભેદ પાયા, ક્યા શક્તિ હૈ તુમારી ૧

હમ જીવ સુત તુમારા, તુમ હો પિતા હમારા.
સબ કા તૂં હીં સહારા, સુખ રૂપનિર્વિકારી ૨

---

તૂં હૈ તૂં હૈ તૂં હૈ તેરા, મૈં નહીં મૈં નહીં મૈં નહીં મેરા,
તૂં હૈ તેરા જગત ઉપાયા, મૈં મૈં મેરા ધન્ધે લાયા.—ટેક.

તૂં હૈ તેરા ખેલ પસારા, મૈં મૈં મેરા કહે ગવાંરા,
તૂં હૈ તેરા સબ સંસારા, મૈં મૈં મેરા તિન સિર ભારા. ૧

તૂં હૈ તેરા કાલ ન ખાઇ, મૈં મૈં મેરા મરી મરી જાઇ,
તૂં હૈ તેરા રહા સમાઇ, મૈં મૈં મેરા ગયા ખિલાઇ. ૨

તૂં હૈ તેરા તુમહીં માહીં, મૈં મૈં મેરા મૈં કુછ નાહીં,
તૂં હૈ તેરા તૂંહી હોઇ, મૈં મૈં મેરા મિલા ન કોઇ ૩

તેરા મકાન આલા, જીતે કિથે વસીં બિ તું—ટેક.

ચલો તો આસ્માન દેખું, આગા હલી પસું,
આસ્માન ભિડો હી તારા; તારન જો ચંદ બિ તું. ૧

ચલો તો બાજાર દેખું, આગા હલી પસું,
બાજાર ભિડો હી આદમ, આદમ જો દમ બિ તું. ૨

ચલો તો મંદિર દેખું, આગા હલી પસું,
મંદિર ભિડોહી મૂરત, મૂરત જી સૂરત બિ તું. ૩

ચલો તો દરિયા દેખું, આગા હલી પસું,
દરિયા ભિડો હી લહરીયું, લહરીન જો લાલ બિ તું. ૪

ચલો તો કિસ્તી દેખું આગા હલી પસુ,
કિસ્તી મેં રહે થો રાહેબ, રાહેબ જો રબ બિ તું. ૫

---

તેરી શરણુ મેં આય કે, ફિર આશ કિસ કી કીજિયે.—ટેક.
નહિ દેખ પડતા હૈ મુઝે, દુનિયા તેં તેરી શાનકા,
ગંગા કિનારે બૈઠ કે કિમ કૂપ કા જલ પીજીયે ૧

પતિત પાવન નામ સુનકર, મૈં શરણુ તેરી પડા,
અબ સફલ કર ઇસ નામ કો, અપના મુઝે કર લીજીયે. ૨

મિલતા હૈ બ્રહ્માનન્દ જીસ કે, નામ લેને સેં સહી,
એસે પ્રભુ કો છોડ કર, ફિર કોન સે હિત કીજીયે ૩

દીજે દીજે હરિ હમે બલ બુદ્ધિ (ઐગ્રી)—ટેક.

નયન કરેં દર્શન, શ્રવણ સુનેં જ્ઞાન,
વદન હરિ ગુણગાન, હાથ કરેં દાન ૧.

શુદ્ધ રહે તન મન, ઔર ધરે ધ્યાન,
કામ કરેં પ્રેમ સેં, રખેં હમ પ્રમાન. ૨

સર્વવ્યાપી પૂર્ણ બ્રહ્મ, લીલા તેરી મહાન,
આનંદ લે કે રહે સદા, પ્રસ સ્વર્ગધામ ૩

કૃપા કરો હરિ હમ, હૈ તેરે સંતાન,
શુદ્ધ રહે મતિ મેરી, યહ દેઓ વરદાન ૪

---

દેખે તો આનંદ કર, સુનેં તો આનંદ કર,
બોલે તો આનંદ કર, પ્રાણ હી આનંદ હૈ. ૧

ખાએ તો આનંદ કર, પીએ તો આનંદ કર,
સોવેં તો આનંદ કર, જીવન આનંદ હૈ. ૨

બૈઠે તો આનંદ કર, લેટેં તો આનંદ કર,
સદા હી આનંદ કર, હરિ સદાનંદ હૈ. ૩

ધન્ય તૂં કર્ત્તાર મેરા, ધન્ય તૂં જગદીશ્વરા,
ધન્ય હે કૃપા યહ તેરી, ધન્ય તૂં પરમેશ્વરા—ટેક.

ધન્ય સૃષ્ટિકર્ત્તા હૈ તૂં, કૌન મહિમા ગા સકે,
વ્યાપ્ત હૈ તૂં જગત માહીં, ગુણ ન તેરે પા સકે. ૧

---

પ્રભુ સુન અરજ હમારી આજ
સકલ જગત કે હો તુમ સ્વામી, દીનબન્ધુ મહારાજ–ટેક.

હમ બાલક તુઝ શરણ પડે હૈં, રાખિયે હમરી લાજ,
દયાદૃષ્ટિ પ્રભુ હમપર કીજે, પૂર્ણ હો સબ કાજ. ૧

તુમરી મહિમા સન્ત બખાને, ધ્યાન ધરેં મુનિરાજ,
સકલવ્યાપક અન્તર્યામી, ઘટ ઘટ રહે વિરાજ. ૨

ભૂમિ જલથલ પર્વત સાગર, તુમરા હૈ સબ સાજ.
દેવદનુજ નરસબ જીવન કે, તુમ પાલક સિરતાજ. ૩

તુમરે ભજનબિના સુખ નાહીં, કોટિન કિયે ઈલાજ.
બ્રહ્માનન્દ કરો કરુણા પ્રભુ. સદા ગરીબનિવાજ. ૪

પ્રભુ કૈસા હૈ અપરંપારા,, જગ બનાયા સુખ ભંડારા-ટેક.

જીનકે ગુન રવિ સકારે, શશિ વાયુ અગ્નિ સિતારે,
ષટ ઋતુ ઔર બન સારે, ગા ગાકે નેતિ પુકારે;
ગએ ગુઝર અનન્ત મહંત, યોગી સુર સંત, અન્ત ન નિકારા. ૧

જલ ઔર જમીન બનાકે, આસ્માન અધર લટકાકે,
બિચ બિચ મેં તારે લગાકે, સબ નિયમિત રહે ચલાકે;
કઇ કોટિ કોસસે દૂર, ચમક રહા નૂર, હુકુમ કે દ્વારા. ૨

ક્યા અદ્દભુત ખેલ બનાયા, પથ્થર સે પાની બહાયા,
કાંટોમેં ફૂલ સમાયા, લકડી સે ફલ ઉપજાયા;
કુદરત સે માનવ જૈસે, પુતલે કૈસે, બનાયે હજારા. ૩

પુતલે કે દેખો તનકો, કયા દી તાકાત નૈનનકો,
જીભ્હા નાસિકા શ્રવણ કો, દી વિચારશક્તિ મનકો;
ચલ રહે અગ્નિરથ તાર, બલુન ખગ પાર, જીનકે આધારા. ૪

પૃથ્વી યદિ પત્ર બનાવેં, સાગર દવાત હો જાવેં,
બન વૃક્ષકી કલમ ચલાવેં, ગુન લિખતે પાર ન પાવેં,
સબ હો કર રોમ ઝવાન, કરેં યદિ ગાન, ન લગે શુમારા. ૫

## રાગ જિલ્હા પીલુ—દીપચન્દી

પ્રભુ મૈં તુમ પર તન મન વારૂં—ટેક,

તુમરી મરજી મૈં મેરી મરજી, નિજ ઇચ્છા કો મારૂં,
દુનિયા ઇધર કી ઉધર હો જાવે, તુમ કો મૈં ન વિસારૂં. ૧
કૈસા હી બડા પ્રલોભન આવે, મૈં બાજી નહીં હારૂં,
ભીતર બાહિર રૂક જો હોવે, ઇક ઇક કરકે મારૂં. ૨
ગર દુનિયાં હો ગારિત સારી, મુખ ઉજ્જવલ ન બિગાડૂં,
ઓરોં કી હો પહુંચ સે ઉપર, જય જય બ્રહ્મ પુકારૂં. ૩
સત્ય ધર્મ કી અજમત ફૈલે, ઉસી કી જય ઉચારૂં'
તબ ઇચ્છા મૈં કૈસા આનન્દ, પલ પલ ઉસે વિચારૂં. ૪

---

## રાગ તોડી

પ્રીતિ પ્રભૂ સે જોડ રે મન, પ્રીતિ પ્રભૂ સે જોડ—ટેક.
કોઇ બિના હરિ મીત નહીં હૈ, ના મુખ ઉનસે મોડ ૧
સુફલિત જીવન પૂર્ણ મનુરથ, હોવત કહાં હૈ ઓર ૨
અમૃતસરૂપ જગતબિહારી, સંકટ કાટૈં તોર, ૩
આય બસે પ્રભુ ભીતર તેરે, પકડ ઉન કે ગોડ ૪

## રાગ જોગ.

મૈં તેરા હું તૂં મેરા હૈ, કભી ન દિલસે ભૂલ—ટેક૦

તૂં હીં ગગન મેં તૂં હી મેદાન મેં, તૂં હી મૂલ કા મૂલ ૧

તૂં હી ડાર મેં તૂં હી પાન મેં, તૂં હી રંગીલા ફૂલ ૨

પૂર્વ ઢુંઢયા પશ્ચિમ ઢુંઢયા, કહીં ન મિલ્યા સ્થુલ ૩

કહત કબીર સુનો ભાઇ સાધો, યહી વચન કા મૂલ ૪

---

## ભૈરવી.

રામ બિના કો નાહીં રે સાધો, રામ બિના કો નાહીં,
આગે રામા પાછે રામા, રામા બોલે માંહી—ટેક.

ઉત્તર રામા દખન રામા, પૂરબ પછમ રામા,
સ્વર્ગ પાતાલ મહિથલ રામા, રામ સગલ બિસરામા. ૧

ઉઠત રામા બૈઠત રામા, સોવત જાગત રામા,
રામ બિના કો ઔર ન દીસે, સગલ રામ કે કામા. ૨

કહત કબીરા રામકે પરસે, આપા ઠહર ન પાવે,
એક રામ મિલ ભજે નિરંતર, એક રામ મિલ ગાવે. ૩

## રામ રતન.

રામ રતન મૈં પાયો મેરી માઇ (રામ)—ટેક.
ખરચે ન ખુટે ચોર ન લુટે, દિન દિન હોત સવાયો-મેરી માઇ
અગ્નિ ન જાલે, નીર ન ડુબે, ધરતી ધરે ન સમાયો-મેરી માઇ
નાંવ કી નાવો ભજન કી બતિયાં. ભવસાગરસે તારિયો-મેરી માઇ
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણુ કમલ ચિત્ત લાયો-મેરી માઇ

---

## રાગ આસા—કવાલી.

જો તુમ તોડો પ્રભુ મૈં નહિં તોડું,
તોરી પ્રીત તોડી પ્રભુ, કૌન સંગ જોડું,—ટેક.

તુમ ભયે તરુવર, મૈં ભઇ પંખિયા,
તુમ ભયે સરવર, મૈં તેરી મછીયાં. ૧

તુમ ભયે ગિરિવર, મૈં ભઇ ચારા,
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા. ૨

તુમ ભયે મોતી પ્રભુ, હમ ભયે ધાગા,
તુમ ભયે સોના, હમ ભયે સુહાગા. ૩

બાઇ મીરાં કે પ્રભુ, બ્રજ કે વાસી,
તુમ મેરે ઠાકુર, મૈં તેરી દાસી. ૪

## રાગ દેશ મલ્લાર

નમિ પ્રભુ તવ ચરણે, કૃપાનિધાનં કૃપાનિધાનં,
ત્રિલોકતારણ લજ્જાનિવારણ, ભયદુઃખનાશન ત્રાણ કરો હે-ટેક.
જીવનવલ્લભ, દર્શનદુર્લભ, તોમા તરે આકુલ પ્રાણ હમારો.
રક્ષા કરો હે, કરૂણાસાગર, બિંદુ કૃપા તવ દાઓ આમારે ૧.

---

## નમો દેવરાયા

નમો દેવરાયા નમો જ્ઞાનસિંધો,
નમો દિનનાથા નમો દીનબંધુ.
નમો નિર્મલા નિર્ગુણા નિર્વિકારા,
નમો સર્વ શકતે નમો હે આધારા.
નમો વિશ્વકર્ત્તા નમો વિશ્વપાળા,
નમો માહિબાપા નૃપાળા કૃપાળા,
નમો સૌખ્યકંદા નમો વિશ્વભૂપા,
નમો સચ્ચિદાનંદ શાંતિસ્વરૂપા.

---

## કુર્બાની

હું કુર્બાની જાઉં પ્યારે, હું કુર્બાની જાઉં—ટેક.
હું કુર્બાની જાઉં તિના કે, લૈન જો તેરા નાઉં,
લૈન જો તેરા નાઉં તિના કે, સદ કુર્બાની જાઉં. ૧
કાયા રંગન જે થિયે પ્યારે, પાઇયે નામ મજીઠ,
રંગનવાલા જે રંગે સાહિબ, એસા રંગ ન દીઠ ૨
જીન કે ચોલે રતડે પ્યારે, કન્ત તિનાં કે પાસ,
ધૂડ તિનાં કી જે મિલે જી, કહુ નાનક કી અરદાસ. ૩

## રાગ દેસ–દાદરા

તૂં દયાલુ દીન હોં, તૂં દાનિ હોં ભિખારી,
હોં પ્રસિદ્ધ પાતકી. તૂં પાપપુંજહારી. ૧

નાથ તૂં અનાથ કો, અનાથ કૌન મોસોં,
મો સમાન આરત નહિં, આરતહર તોસોં. ૨

બ્રહ્મ તૂં, હોં જીવ હોં, તૂં ઠાકુર. હોં ચેરો,
તાત માત ગુરૂ સખા તૂં સબ બિધિ હિત મેરો. ૩

તોહિં મોહિં નાતે અનેક માનિયે જો ભાવે,
જ્યોં ત્યોં **તુલસી** હે કૃપાલ ચરન–સરન પાવે. ૪

---

## રાગ પિલુ–તીન તાલ

રઘુબીર તુમકો મેરી લાજ

સદા સદા મે સરન તિહારી તુમ બડે ગરીબનિવાજ. ૧

પતિતઉધારન બિરદ તિહારો સ્રવણન સુની અવાજ. ૨

હોં તો પતિત પુરાતન કહિયે પાર ઉતારો જહાજ ૩

અઘ–ખંડન દુઃખ–ભંજન જન કે યહી તિહારો કાજ. ૪

**તુલસીદાસ** પર કિરપા કરિયે ભક્તિ–દાન દેહુ આજ. ૫

## રાગ આસા-તાલ દાદરા

દીનન-દુખ-હરન દેવ સન્તનહિતકારી ધ્રુ૦
અજામીલ ગીધ વ્યાધ, ઇનમેં કહો કૌન સાધ
પંછી કો પદ પઢાત, ગણિકા સી તારી. ૧
ધ્રુવકે સિર છત્ર દેત, પ્રહ્લાદ કો ઉબાર લેત,
ભક્ત હેત બાંધ્યો સેત, લંક-પુરી જારી. ૨
તંદુલ દેત રીઝ જાત, સાગ-પાત સોં અઘાત,
ગિનત નહીં જુઠે ફલ, ખાટે મીઠે ખારી. ૩
ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુઃશાસન ચીર ખસ્યો,
સભા બીચ કૃષ્ણ કૃષ્ણ, દ્રૌપદી પુકારી. ૪
ઇતને હરિ આય ગયે, બસનન આરૂઢ ભયે,
**સુરદાસ** દ્વારે ઠાઢો આંધરો ભિખારી. ૫

---

## રાગ ભૈરવી-તીન તાલ

સુનેરી મૈંને નિર્બલ કે બલ રામ
પિછલી સાખ ભરૂ સંતન કી આડે સંવારે કામ ટેક૦
જબલગ ગજ બલ અપનો બરત્યો નેક સરો નહિં, કામ
નિર્બલ હોય બલ રામ પુકારો આયે આધે નામ. ૧
દ્રુપદસુતા નિર્બલ ભઈ તા દિન ગહલાયે નિજ ધામ,
દુઃશાસન કી ભુજા થકિત ભઇ વસનરૂપ ભયે શ્યામ. ૨
અપબલ તપબલ ઔર બાહુલલ ચોથા હૈ બલ દામ,
**સુર** કિશોર કૃપા સે સબ બલ હારે કો હરનામ. ૩

## રાગ કાફી-દીપચંદી

અબ કી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી ટેક૦
જૈસી લાજ રાખી અર્જુન કી ભારત યુદ્ધ મંઝારી
સારથિ હોકે રથ કો હાંકો ચક્રસુદર્શનધારી
ભક્તન કી ટેક ન ટારી. ૧
જૈસી લાજ રાખી દ્રૌપદિ કી હોને ન દીનિ ઉઘારી
ખૈંચત ખૈંચત દો ભુજ થાકી દુઃશાસન પચહારી,
ચિર બઢાયો મુરારી. ૨
**સુરદાસ** કી લાજ રાખો અબ કો હૈ રખવારી
રાધે રાધે શ્રીવર પ્યારો શ્રીવૃષભાન દુલારી
શરણુ તક આયો તુમ્હારી. ૩

---

## રાગ કાનડા-દીપચંદી

અંતર કા પટ ખોલ રે
તોહે રામ મિલેંગે ટેક૦
ઘટ ઘટ રમતા રામ રમૈયા
કટુક વચન મત બોલ—તોહે૦ ૧
રંગ મહલ મેં દીપ બરત હે
આસન સે મત ડોલ રે—તોહે૦ ૨
કહત **કબીર** સુનો ભઈ સાધુ
અનહુત બાજત ઢોલરે—તોહે૦ ૩

## રાગ કેદાર-તીન તાલ

તૂં તો રામ સુમર જગ લડવા દે ટેક૦
કોરા કાગજ કાલી શાઇ, લિખત પઢત વાકો પઢવા દે ૧.
હાથી ચલત હે અપની ગત મોં, કુતર ભુક ત વાકો ભુકવા દે ૨.
કહત કબીર સુનો ભઇ સાધુ નરક પચત વાકો પચવા દે ૩.

---

## રાગ ભૈરવી-તાલ તેવરા

મત કર મોહ તૂં, હરિ ભજન કો માન રે
નયન દિયે દરસન કરનેકો, શ્રવણ દિયે સુન જ્ઞાન રે.
વદન દિયા હરિગુન ગાને કો, હાથ દિયે કર દાન રે.
કહત કબીર સુનો ભાઇ સાધો, કંચન નિપજત ખાન રે.

---

## રાગ હમીર-તીન તાલ

ગુરૂ બિન કોન બતાવે બાટ, બડા બિકટ યમઘાટ ટેક૦
ભ્રાંતિ કી પહાડી નદિયા બિચમો અહંકાર કી લાટ ૧.
મદમત્સર કા મેહ બરસત માયા પવન બહે દાટ ૨.
કહત કબીરા સુનો ભઈ સાધો કયોં તરના યહ ઘાટ ૩.

## રાગ મલ્હાર-તીન તાલ

સાધો મન કા માન ત્યાગો
કામ ક્રોધ સંગત દુર્જનકી તાતે અહનિસ ભાગો—ટેક૦
સુખ દુખ દોનોં સમ કર જાના ઔર માન અપમાના
હર્ષ-શોક તે રહૈં અતીતા તિન જગ તત્વ પછાના ૧.
અસ્તુતિ નિંદા દોઉ ત્યાગે ખોજૈ પદ નિરબાના
જન નાનક યહ ખેલ કઠિન હૈ કોઉ ગુરૂમુખ જાના ૨.

---

## રાગ શંકરા-તેવરા

બિસર ગઇ સબ તાત પરાઈ
જબતે સાધ-સંગત મોહિ પાઇ—ટેક
નહિં કોઈ બૈરી નહિં બિગાના,
સકલ સંગ હમરી બન આઇ ૧.
જો પ્રભુ કીન્હો સો ભલા કર માન્યે,
યહ સુમતિ સાધુ તે પાઇ ૨.
સબ મેં રમ રહા પ્રભુ એકાકી,
પેખ પેખ નાનક બિગસાઇ ૩.

## રાગ બીહાગ-તીન તાલ

નામ જપન ક્યોં છોડ દિયા?
ક્રોધ ન છોડા ઝુઠ ન છોડા,
સત્યવચન ક્યોં છોડ દિયા ટેક૦
ઝુઠે જગ મેં દિલ લલચા કર
અસલ વતન ક્યો છોડ દિયા ? ૧
કૌડી કો તો ખૂબ સમ્હાલા
લાલ રતન ક્યોં છોડ દિયા ? ૨
જિન સુમિરન તે અતિસુખ પાવે
તિન સુમિરન ક્યોં છોડ દિયા ?
**ખાલસ** ઇક ભગવાન ભરોસે
તન મન ધન ક્યોં ન છોડ દિયા? ૩

---

## રાગ ભૈરવી-તીન તાલ

હે જગ ત્રાતા, વિશ્વ-વિધાતા,
હે સુખ-શાન્તિનિકેતન હે!
પ્રેમ કે સિંધો, દીન કે બંધો,
દુઃખ-દરિદ્ર-વિનાશન હે! ટેક૦
નિત્ય, અખણ્ડ, અનંત, અનાદિ,
પૂરણ બ્રહ્મ, સનાતન હે!
જગ-આશ્રય, જગપતિ, જગવંદન.
અનુપમ, અલખ, નિરંજન હે!
પ્રાણસખા, ત્રિભુવનપ્રતિપાલક,
જીવન કે અવલંબન હે! ૧.

## રાગ તીલક કામોદ–દીપચંદી

નાથ કૈસે ગજ કો બંધ છુડાયો,
યહી અચરજ મોહિં આયો. ટેક૦

ગજ ઓર ગ્રાહક લડત જલ ભીતર
લડત લડત ગજ હાર્યો;
જવ-ભર સૂંડ રહી જલ ઉપર
તબ હરિનામ પુકાર્યો—નાથ૦ ૧.

શબરી કે બેર સુદામા કે તાંદુલ
રૂચિ રૂચિ ભોગ લગાયો;
દુર્યોધન કા મેવા ત્યાગો
સાગ વિદુરઘર ખાયો—નાથ૦ ૨.

× × × × × × × ×

જોગી જાકો ધ્યાન ધરત હે
ધ્યાન ધરત નહિં આયો;
સુરદાસ પ્રભુ તિહારે મિલનકો
જસોદાકી ધેનું ચરાયો—નાથ૦ ૩.

## રાગ કાફી-તીન તાલ

સંત પરમ હિતકારી; જગત માંહી—ટેક.

પ્રભુપદ પ્રગટ કરાવત પ્રીતિ, ભરમ મિટાવત ભારી ૧

પરમ કૃપાલુ સકલ જીવન પર, હરિ સમ સબ દુખહારી ૨

ત્રિગુણાતીત ફિરત તન ત્યાગી, રીત જગત સે ન્યારી ૩

**બ્રહ્માનંદ** સંતનકી સોબત, મિલત હૈ પ્રગટ મુરારી ૪

---

## રાગ સારંગ—તીન તાલ

દરશન દેના પ્રાન પિયારે !

નંદલાલા મેરે નૈનો કે તારે—ટેક.

દીનાનાથ દયાલ સકલગુણ,

નવકિશોર સુંદર મુખવારે ૧

મનમોહન મન રુકત ન રોકયો.

દરશન કી ચિત્ત ચાહ હમારે ૨

**રસિક** ખુશાલ મિલન કી આશા

નિશદિન સુમરન ધ્યાન લગા રે ૩

## રાગ કેદાર–તીન તાલ

મોરી લાગી લટક ગુરૂ–ચરનનકી—ટેક.

ચરન બિના મુઝે કછુ નહીં ભાવે,
 જુઠ માયા સબ સપનન કી. ૧

ભવસાગર સબ સૂખ ગયા હે,
 ફિકર નહીં મુઝે તરનન કી. ૨

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર !
 ઉલટ ભઈ મોરે નયનન કી. ૩

---

## રાગ ખમાજ–ધુમાળી

વૈષ્ણુવ જન તો તેને કહિયે જે પીડ પરાઇ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જીવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામાનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતર તાર્યાં રે.

## રાગ આસા માંડ-ઝપતાલ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રુપે અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું
શૂન્યમાં શબ્દ થઇ વેદ ભાસે ૧

પવન તું પાણી તું, ભૂમી તું ભૂધરા
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે
વિવિધ રચના કરી અનેક રસ લાવીને
શિવ થકી જીવ થયો એજ આશે ૨

વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ સાખ દે
કનક કુણ્ડલ વિષે ભેદ ન્હોયે
ઘાટ ઘડ્યા પછી નામરૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે ૩

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું
જોઉં પટંતરો એ જ પાસે
ભણે નરસૈયો એ મન તણી શોધના
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે ૪

---

## રાગ આસા માંડ-ઝપ તાલ

જે ગમે જગતગુરુ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે
ઉગરે એક ઉદ્વેગ ધરવો ૧

હું કરૂં હું કરૂં એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જેમ શ્વાન તાણે
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે
જોગી જોગેશ્વરા કોઇક જાણે ૨

નીપજે નરથી તો કોઇ ના રહે દુખી
શત્રુ મારીને સૌ મિત્ર રાખે
રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહિ
ભવન પર ભવન પર છત્ર દાખે. ૩



## રાગ છાયા ખમાજ-તીત તાલ

હરિનો મારગ છે શૂરાનો, નહિં કાયરનું કામ જોને
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને—કેક.

સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને ૧

મરણુ આંગમે તે ભરે મૂઠી, દીલની દુગ્ધા વામે જોને
તીરે ઉભા જુએ તમાશો, તે કોડી નવ પામે જોને ૨

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને ૩

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને ૪

રામ અમલમાં રાતા માતા પૂરા પ્રેમી પરખે જોને
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદંન નરખે જોને ૫

( ૭૬ )

## ગરબી

રે શિર સાટે નટવરને વરીએ
રે પાછું તે પગલું નવ ભરીએ—ટેક.

રે અન્તરદૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું
એ હરિ સારૂ માથું ઘોળ્યું ૧

રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણ મધ્યે જઇને નવ ડરીએ
ત્યાં મુખ પાણી રાખી મરીએ ૨

રે પ્રથમ ચડે શૂરો થઇને, રે ભાગે પાછો રણમાં જઇને
તે શું જીવે ભૂંડું મુખ લઇને ૩

રે પહેલુંજ મનમાં ત્રેવડીએ, રે હોડેહોડે જુદ્ધ નવ ચડીએ
રે જો ચડીએ તો કટકા થઇ પડીએ ૪

રે રંગ સહિત હરિને રટીએ, રે હાક વાગ્યે પાછા નવ હટીએ
**બ્રહ્માનંદ** કહે ત્યાં મરી મટીએ ૫

## રાગ વાઘેશ્રી—તાલ ધમાર અગર તેવરા

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશોમા
હાથ મારો મૂકશોમા, હાથ મારો મૂકશો મા—ટેક

આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું
ચૌદલોકનિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો મા. ૧

ઓથ ઇશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું
પ્રાણપાલક! પોત જોઇ, શંખ આખર ફૂંકશો મા ૨

માત તાત સગા સહોદર, જે કહું તે આપ મારે
હે કૃપામૃતનાં સરોવર! દાસ સારુ ચુકશો માં ૩

શરણ **કેશવલાલનું** છે, ચરણ હે હરિ રામ તારું
અખિલનાયક! આ સમય, ખોટે મસે પણ ખૂટશો મા ૪



## રાગ કાલિંગડા–તીન તાલ



ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય—ટેક.
જો ઇશ્વર વશ થાય નહિ તો, જન્મમરણુ નહિ જાય
ભક્તિ પરમ સુખનું શુભ સાધન, સફળ કરે છે કાય
ભક્તિ વડે ભગવાન સદા વશ, નિગમાગમ પણ ગાય
બળિયાના બળ રુપ દયાધન, નિર્બળ થઇ બંધાય
સંકટ સેવક પર આવે તો, ત્યાં ધરણીધર ધાય
ભક્તાધીન દયાનિધિ ભૂધર, ભક્તિ વિના ન પમાય
ભક્તિ બિના વ્રત જપ તપ આદિક, અફળ અનેક ઉપાય
ધન યૌવન બલ બુદ્ધિ ચતુરતા, નિર્બળ તે સમુદાય
રંગ રુપ કુલ જાતિ વિશેષે, ન કરે કોઇ સહાય
અજામીલ નારદમુનિ, શબરી કયાં ગણિકા ગજરાય
કેશવ હરિની ભક્તિ તણા ગુણ, એક મુખે ન ગવાય



## રાગ છાયા—ખમાચ તીન તાલ

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રે
મુજને પોતાનો જાણીને પ્રભુપદ પાળજો રે   ધ્રુવ૦

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે— ૧

અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઇ ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે— ૨

વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મુઝારો મારો, નટવર ટાળજો રે— ૩

કેશવ હરિ મારું શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે— ૪

## રાગ ભૈરવી-તીન તાલ



મંગલ મંદિર ખોલો

દયામય ! મંગલ મંદિર ખોલો  ટેક૦

જીવનવન અતિ વેગે વટાવ્યું

દ્વાર ઉભો શિશુ ભોળો

તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો

શિશુને ઉરમાં લ્યો લ્યો  ૧

નામ મધુર તમ રટયો નિરંતર

શિશુ સહ પ્રેમે બોલો

દિવ્યતૃષાતુર આવ્યો બાલક

પ્રેમ અમીરસ ઢાળો  ૨



## રાગ માડ–તાલ દાદરા



પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપન્થ ઉજાળ
દૂર પડ્યો નિજ ધામથી હું ને
ઘેરે ઘન અંધાર
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં
નિજ શિશુને સંભાળ
મારો જીવનપન્થ ઉજાળ ૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ,
દૂર નજર છો ન જાય
દૂર માર્ગ જોવા લોભ લગીર ન
એક ડગલું બસ થાય
મારે એક ડગલું બસ થાય ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું ને
માગી મદદ ન લગાર
આપબળે માર્ગ જોઇને ચાલવા
હામ ધરી મૂઢ બાળ
હવે માગું તુજ આધાર ૩

ભભકભર્યાં ચિન્હોથી હું લોભાયો ને
    ભય છતાં ધર્યો ગર્વ
વીત્યાં વર્ષ ને લોપ સ્મરણથી
    સ્ખલન થયાં જે સર્વ
    મારે આજ થકી નવું પર્વ    ૪

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ
    આજ લગી પ્રેમ ભેર
નિશ્ચે મને તે સ્થિર પગલેથી
    ચલવી પહોંચાડશે ઘેર
    દાખવી પ્રેમળ જ્યોતિની સેર    ૫

કર્દમભૂમિ કળણભરેલી ને
    ગિરિવર કેરી કરાડ
ધસમસતા જળ કેરા પ્રવાહો
    સર્વ વટાવી કૃપાળ
    મને પહોંચાડશે નિજ દ્વાર    ૬

રજની જશે ને પ્રભાત ઉજળશે ને
    સ્મિત કરશે પ્રેમાળ
દિવ્ય ગણોનાં વદન મનોહર
    મારે હૃદય વસ્યાં ચિરકાળ
    જે મેં ખોયાં હતાં ક્ષણવાર    ૭

---

## ગરબી

મારાં નયણુંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી
એક મટકું ન માંડયું રે, ન ઠરીયાં ઝાંખી કરી ૧
શોક મોહના અગ્નિ રે, તપે તેમાં તપ્ત થયાં
નથી દેવનાં દર્શન રે, કીધાં તેમાં રક્ત રહ્યાં ૨
પ્રભુ સઘળે બિરાજે રે, સૃજનમાં સભર ભર્યા
નથી અણુ પણ ખાલી રે, ચરાચર માંહિ ભળ્યા ૩
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે ૪
જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા
બ્રહ્મબ્રહ્માંડ અળગાં રે, ઘડી યે ન થાય કદા ૫
પણ પૃથ્વીના પડળો રે, શી ગમ તેને ચેનનની
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ તોયે કંઇ દિનની ૬
સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી
જીભ થાકીને વિરેમે રે, વિરાટ વિરાટ વદી ૭
પેલાં દિવ્ય લોચનીયાં રે, પ્રભુ કયારે ઉઘડશે
આવાં ઘોર અંધારા રે, પ્રભુ કયારે ઉતરશે ૮
નાથ એટલી અરજી રે, ઉપાડોં જડ પડદા
નેનાં નિરખો ઊંડેરૂં રે, હરિવર દરસે સદા ૯
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ. ૧૦

## રાગ આસાવરી-દ્રુત એક તાલ

અન્તર મમ વિકસિત કરો અન્તરતર હે,
નિર્મળ કર ઉજ્જવલ કરો, નિર્ભય કરો હે—અન્તર.

જાગૃત કરો ઉદ્યત કરો, નિર્ભય કરો હે
મંગલ કરો નિરલસ નિઃસંશય કરો હે—અ૦

યુક્ત કરો હે સબાર સંગે મુક્ત કરો હે બંધ
સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ—અ૦

ચરણ પદ્મે મમ ચિત્ત નિષ્પંદિત કરો હે
નંદિત કરો નંદિત કરો નંદિત હે—અ૦

---

## રાગ-ભીમપલાસી

અહો ! તુમિ બંધુ તુંમિ નાથ
નિશદિન તુમિ આમાર
તુમિ સુખ તુમિ શાન્તિ
તુમિ હે અમૃત પાથાર ટેક.

તુમિ તો આનન્દલોક
જુડાવો પ્રાણ નાશો શોક
તાપહરન તોમાર ચરન
અસીમ શરન દીનજનાર ૧.

## તુલસી બોધ-મૌક્તિક

પરહિત સરિસ ધરમ નહિં ભાઇ
પરમ પીડા સમ નહિં અઘ ભાઈ

*   *   *

સુમતિ કુમતિ સબકે ઉર બસહી
નાથ પુરાન નિગમ અસ કહહી
જહાં સુમતિ તહાં સંપતિ નાના
જહાં કુમતિ તહાં વિપતિ નિદાના

*   *   *

ધન્ય સો ભૂપ નીતિ જો કરઇ
ધન્ય સો દ્વિજ નિજ ધર્મ ન ટરઇ
ધન્ય ઘરી સોઇ જબ સતસંગા
ધન્ય જન્મ હરિભકિત અભંગા.

*   *   *

સાધુ ચરિત શુભ સરિસ કપાસૂ
નિરસ વિસદ ગુનમય ફળ જાસૂ
જો સહિ દુઃખ પરછિદ્ર દુરાવા
બંદનીય જેહિ જગ જસ પાવા

*   *   *

જેહિ કે જેહિ પર સત્ય સનેહૂ
સો તેહિ મિલત ન કછુ સંદેહૂ

*　　*　　*

પરહિત બસ જીનકે મન માંહી
તિન્ઈ કહું જગ દુર્લભ કછુ નાંહી

*　　*　　*

રઘુકુલ-રીતિ સદા ચલિ આઈ
પ્રાણ જાય અરૂ વચન ન જાઇ
નહિ અસત્ય સમ પાતકપુંજા
ગિરિ સમ હોઈ કિ કોટિક ગુંજા
સત્ય મૂલ્ય સબ સુકૃત સુહાયે
વેદ પુરાન વિદિત મુનિ ગાયે

## રાગ હિંડોળ-તેવરા

હરિ જેવો તેવો હું દાસ તમારો
કરૂણાસિંધુ ગ્રહો કર મારો ટેક.

સાંકડાના સાથી શામળિયા, છો બગડયાના બેલી
શરણ પડયો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી
નિજ જન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રીરણછોડ
શૂન્યભાગ્યને સફળ કરો છો, પુરો બરદ બળ કોડ
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખદુકૃતહારી
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, **દયા** પ્રીતમ ગિરિધારી
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી

# સુંદર શિવ

સુન્દર શિવ મંગલગુણ ગાઉં ઈશ્વરા,
વિભુવર ભવભયહારક,
નમું મહેશ્વરા—સુન્દર૦

મધુર કુસુમ વિશે રમે ગન્ધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકણ્ઠ કોકીલરવ શ્રવણસુખકરા;–
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા –શી લલિતા–સુન્દરતા–
તુજ જગદ્ધરા— સુન્દર૦ ૧

વિપ્રલમ્ભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપન્થ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
ક્ષણ તે, હૃદયે, બળ દે, કર ધરી આ–પરિહરવા–મધુરરવા–
મોહિનીસુરા— સુન્દર૦ ૧

વિમલ સાધુ હૃદય વિશે વિપદજલધરા,
વ્યાપી દમે સત્યદૃષ્ટિ ઘન તિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરૂણા ધરીને, ફરીને, હરી તમને સદય મને, મન–ગગને,
શાન્તિ દે સ્થિરા— સુન્દર૦ ૩

## મંગલ પ્રાર્થના

નમન નમન તનમનધનજન અન્તર્ગત ચેતનઘન !
આત્મન્ ચિરન્તન જયપરમાત્મન ! જય જય હૃદયાત્મન !

મોહ મણિધરનું કરી મર્દન,
રચ્યું તેના શિર પર આસન,
છતાં છો પ્રેમલ પ્રાણ પ્રસન્ન,
મન્દ મન્દ સ્મિત વદને નાચો થન થન થન થન થન,
આત્મન

અહો અદ્દભૂત તવ શાં દર્શન!
ધન્ય આ ધન્ય ધન્ય જીવન
વારી જાઉં તમ પર ઓ ભગવન્
ઉપકૃત ઉરથી કરૂં વન્દન વન્દન વન્દન વન્દન વન્દન,
આત્મન

## હે પ્રભુ !

હે ! હે ! પ્રભુ !

સુમતિ આપજો-કુમતિ કાપજો

અમ અંતરમાં નિર્મળ ભક્તિ

માતૃભૂમિની સ્થાપજો.

સત્ય દયા તપ ધર્મ તણું બળ

રગ રગ મહીં રેડી

આત્મતણું દૃઢ વજ્ર સમું બળ

સ્નેહે સ્થાપજો.

હે ! હે ! પ્રભુ !

---

## સરસ્વતી સ્તવન

વંદન માતુ સરસ્વતી તુને

જ્યોતિર્મયી હે જગત અંબે !

ભારત મહિં અજ્ઞાનતિમિર બહુ

નાશ કરી શુભ જ્ઞાન પ્રકાશ તું

કૃપાળી કૃપા વરસાવ તું અમ પર

નિર્મળ બુદ્ધિ તણું દાન તું દે.

# માતા પિતાની આરતી

જય જય માતા પિતા (૨)
ચરણ કમળ શુભ સેવું સદાય સુખકર્તા—જય જય૦ ૧
અપાર ઉપકારો તવ નવ કદીએ ભુલીએ (૨)
નિશદિન ધ્યાન તમારૂં હૃદયકમળ ધરીએ—જય જય૦ ૨
મીઠડી માતની વાણી વદન સદન સુણીએ (૨)
બા ! બા ! કહી બોલાવી બાથ ભીડી લઈએ—જય જય૦ ૩
સ્નેહછલકતી અમીનજર મુજ માતુ બોલાવે (૨)
પિતા પાસ બોલાવી અંકે બેસાડે—જય જય૦ ૪
ગરીબડું મીઠડું અમ ઘર મીઠી માત થકી શોભે (૨)
સદાય પાસજ રહેવા અમ અંતર લોભે—જય જય૦ ૫
જન્મ દઈ સહી અપાર કષ્ટો પોષણ અમ કીધું (૨)
અમ સાટે સંસારે કીધ કુરબાન બધું—જય જય૦ ૬
"શ્રવણ" તણી શુભ ભક્તિ માતપિતા પ્રતિની (૨)
અમ હૃદયે રૂડી વસજો સદાય ઝળહળતી—જય જય૦ ૭
તાત તણાં એ વચનજ ખાતર વન વસવું પ્યારૂં (ગણ્યું) (૨)
રૂડા **રામ રઘુવીરે,** હૃદયે સંભારૂં —જય જય૦ ૮
માતુપિતુ સમ જગમાં અમને ન અન્ય કશું (૨)
નમન નમન વળી નમીએ અમ સર્વેજ શિશુ—જય જય૦ ૯
અનન્ય ભક્તિભાવે માત પિતા સેવે (૨)
પ્રભુપદ-પ્રીતિ પામે પરમ પુરણ પદને—જય જય૦ ૧

## રામ તૂંહિ રામ તૂંહિ

જાત ન્હોાણાં કેરી જાત, રામ તૂંહિ તૂંહિ !
નાથ ન્હોાણાં કેરો નાથ, રામ તૂંહિ તૂંહિ !
ગતિ ન્હોાણાં કેરી ગતિ, રામ તૂંહિ તૂંહિ !
પતિત કેરો પાવન પતિ, રામ તૂંહિ તૂંહિ !
નેણાં કેરૂં નમણું નૂર, રામ તૂંહિ તૂંહિ !
રસના કેરૂં રસ પૂર, રામ તૂંહિ તૂંહિ !
રત્નો કેરો મોંઘો હાર, રામ તૂંહિ તૂંહિ !
જીવનો જૂનો જોડીદાર, રામ તૂંહિ તૂંહિ !
રૂપ રૂપનો ભંડાર, રામ તૂંહિ તૂંહિ !
વાણી મીઠી મનોહાર, રામ તૂંહિ તૂંહિ !
સુખ સાચું ને વળી સ્થિર રામ તૂંહિ તૂંહિ !
મરમો કેરી પ્યારી પીડ, રામ તૂંહિ તૂંહિ !
મારૂં ભિખારીનું ધન, રામ તૂંહિ તૂંહિ !
મારૂં મૂગાનું વચન, રામ તૂંહિ તૂંહિ !
જનમ્યા કાળનો હિંદોળો, રામ તૂહિ તૂંહિ !
મરવા કાલે શીતળ ખોળો, રામ તૂંહિ તૂંહિ !

# હિંદ માતાને સંબોધન

ઓ હિંદ! દેવભૂમિ! સંતાન સૌ તમારાં!
કરીએ મળીને વંદન! સ્વીકારજો અમારા!
હિંદુ અને મુસલમિન: વિશ્વાસી પારસી, જિન:
દેવી! સમાન રીતે સંતાન સૌ તમારાં!
રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર: સંતાન સૌ તમારાં!
વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરા, કબીર, તુલસી:
અકબર, શિવાજી, માતા! સંતાન સૌ તમારાં!
સૌની સમાન માતા, સૌએ સમાન તેથી:
ના ઉચ્ચ નીચ કોઇ, સંતાન સૌ તમારાં!
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર:
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં!

---

# હિંદ પર આશીર્વાદ

## રાગ વાગેશ્વરી

ઉતારો જી અમ દેશે ઇશ્વર આશીર્વાદ
બાંધવ દેશ થયા જાગૃત સો
એક રહી અમ દાદ !
ઉતારો જી અમ દેશે ઇશ્વર આશીર્વાદ
શતકો વીત્યાં ભર નિદ્રામાં,
કીધા પૂર્ણ પ્રમાદ;
પૂર્વજની ઉજ્જવલ કીર્તિની
ન કરી સાચી યાદ ! ઉતારો૦
જીવનવિગ્રહને નવ સમજ્યાં,
કરતાં નિષ્ફલ વાદ :
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ ! ઉતારો૦

---

# શુકનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપુત ! ઉઠજો !
સુભટના શુકનની વાગી ઘડીઓ:
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ. ૧

મૃત્યુને ખાળતા, શાન્તિને ઓઢતાં,
ભીષ્મ પોઢયા હતા યુદ્ધઘાટે:
મૃત્યુને પરહરી, શાન્તિભાથાં ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધ વાટે. ૨

સિંહના બાલથી ખેલતો—ગેલતો,
એ ભરતગોત્રનાં ગોત્રજો છો:
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો. ૩

શાન્ત છો, દાન્ત છો, ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી:
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સ્હામાં વડાં:
શ્રી હરિ સત્યના સમરસાથી. ૪

જનગણ મન અધિનાયક જય હે, ભારત ભાગ્ય વિધાતા
પંજાબ સિન્ધ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ
વિન્ધ્ય હિમાચલ જમુના ગંગા, ઉચ્છલ જલધિ તરંગ

તવ શુભ નામે જાગે
તવ શુભ આશિષ માગે
ગાહે તબ જયગાથા

જનગણ મંગલદાયક જય હે, ભારત ભાગ્યવિધાતા

જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૧

અહરહ તબ આહ્વાન્ પ્રચારિત સુનિ તવ ઉદાર વાણી
હિન્દુ, બૌદ્ધ, શીખ, જૈન, પારસિક, મુસલમાન, ખ્રિસ્તાની

પૂરવ પશ્ચિમ આશે
તવ સિંહાસન પાસે
પ્રેમહાર હય ગાથા

જનગણ ઐક્યવિધાયક જય હે, ભારતભાગ્યવિધાતા
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૨

પતન અભ્યુદય બંધુર પંથા યુગ યુગ ધાવિત્રા યત
હે ચિર સારથી તવ રથચક્ર મુખરિત પથ દિનરાત્રી
દારુણ વિપ્લવ માઝે
તવ શંખધ્વની બાજે
સંકટદુ:ખત્રાટા
જનગણ પથપરિચાયક જય હે, ભારતભાગ્યવિધાતા
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૩

ઘોર તિમર ઘન નિબિડ નિશીથે પીડિત મૂર્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નત નયને અનિમેષે
દુ:સ્વપ્ને આતંકે
રક્ષા કરિલે અંકે
સ્નેહમયી તુમિ માતા
જનગણ દુ:ખત્રાયક જય હે, ભારતભાગ્યવિધાતા
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૪

રાત્રિ પ્રભાતિલ઼ ઉદિલ રવિચ્છવિ પૂર્વ ઉદયગિરિભાલે
ગાહે વિહંગમ પુણ્ય· સમીરણ નવજીવન રસ ઢાલે
તવ કરૂણ,રૂણ રાગે
નિદ્રિત ભારત જાગેં
તવ ચરણે નત માથા
જય જય જય હે જય રાજેશ્વર ભારતભાગ્યવિધાતા
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૫

## રાગ ભુપાલી–તીન તાલ

અયિ ભુવન–મનો–મોહિનિ
નિર્મલ–સૂર્ય–કરોજ્જવલ–ધારિણિ!
જનક–જનની–જનનિ!
પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને,
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વનભવને
જ્ઞાન ધર્મ કત કાવ્યકાહિની.

## રાગ દેસ—તીન તાલ

જગ બિચ સ્વર્ગ અમારો દેશ.

ભારત અસ શુભ નામ લેત છન, ઉપજત પ્રેમ વિશેષ;
તાપૈ જન્મભૂમિ શોભા લખિ, રહત ન દુઃખ લવલેશ.
જગ બિચ સ્વર્ગ૦

દૃગ તર ઉદધિ બહુત શિર ઉપર, નીલ છત્ર સદિનેશ;
ઉત્તર હિમગિરિ પરમ મનોહર, જહાં નિત રમત મહેશ.
જગ બિચ સ્વર્ગ૦

પાવન નિર્મલ ગંગનીર જેહી, પરસત કટત કલેશ;
પ્રગટે બ્રહ્મ રૂપ જગ કારક, જહ બ્રજેશ અવધેશ.
જગ બિચ સ્વર્ગ૦

ધર્મધ્વજા ફહરાત જહાં નભ, રત્નન ખાનિ અશેષ;
માધવ અસ લખાત કબહું નહિં, જસ મમ ભારત દેશ.
જગ બિચ સ્વર્ગ૦

માધવ

## રાગ માઢ–તીન તાલ

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીયે નમીયે માત ! અમારી ગુણવંતી ગુજરાત ! ટેક.

મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીષ,
માત મીઠી તુજ ચરણુ પડીને માગીએ શુભ આશિષ;
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણુતાં વીણુતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીયે જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!

સુરસરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર!
પુણ્યભૂમિ ફળફૂલ જઝુમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત! અમે તુજ બાળ!
અંગ ઉમંગ ભરી નવરંગે કરીયે સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીયે જયજયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!

ખબરદાર

## રાગ ઝિંઝોટી-ગંજલ.

અયિ માતૃભૂમિ તેરે ચરણો મેં શિર નમાઉં
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણુ મેં લાઉં—ટેક૦

માથે પે તૂં હો ચંદન, છાતી પે તૂં હો માલા
જિવ્હા પે ગીત તૂં હો, મૈં તેરા નામ ગાઉં ૧

જિસસે સપૂત ઉપજે, શ્રી રામ કૃષ્ણુ જેસે.
ઉસ તેરી ધુલિ કો મૈં, નિજ શીસ પે ચઢાઉં ૨

માની સમુદ્ર જિસકી ધૂલિકા પાન કરકે
કરતા હૈ માન તેરે ઉસ પૈર કો મનાઉં ૩

વે દેશ માન વાલે ચઢકર ઉતર ગયે સબ
ગોરે રહે ન કાલે તુઝ કો હી એક પાઉં ૪

સેવા મેં તેરી સારે ભેદોં કો ભુલ જાઉં
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં ૫

તેરે હી કામ આઉં તેરા હી મંત્ર ગાઉં
મન ઓર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં ૬

---

## રત્નહરણ

(લાવણી)

કોણ દુષ્ટ આવ્યો અહિં, વીરા ! કાળજ દીધું કોરી ?
કોણ અમારૂં અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો !—ટેક૦

હસતું ઘર અમ રડતું કીધું, શૂન્ય બધું અહિં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તે જ પનોતા પાગે ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૧

મંત્ર તંત્ર કંઇ કામ ન આવ્યાં, શસ્ત્ર પડ્યા જ નકામાં;
છળબળથી હા કો પલકારે ગયો હરી એ શ્યામા :
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૨

વનવન ઢુંઢયાં પણ ન મળે કહિં, પડયાં વદન સહુ હેઠાં ;
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટાં ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૩

કાળો કર દુર્ભાગ્યતણો કયાં છેક હજી છુપાવે ?
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ ખિચ ઝુરાવે ?
ગોરી સ્વતંત્રતા હો ?—કોણ૦ ૪

નરવાનરનાં જૂથ મળે ક્યાં, કયાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સન્દેશો પ્યારો ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૫

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારૂં મળશે પાછું, તો જ હૃદય અમ ઠરશે !
ગોરી સ્વતંત્રતા હો!—કોણ૦ ૬

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુ જ સારૂં !
એ વિણ **રામ** અદલ કયાં રહેશે ? આંખ વિના અંધારૂં !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૭

**ખબરદાર**

## પ્રયત્ન

### રાગ-કાફી

હાથ જોડી ના બેસો, રે ભાઈ, હાથ જોડી ના બેસો !—
કરવું હરિને હાથ ખરૂં, પણ સાથ શું શ્રમ નહિ લેશો ?
હાથ જોડીને બેસી જ રહેતાં, ખાશો જગતની ઠેશો :
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૧
મેઘ વરસશે મૂશળધારે, તે શું જોઇ જ રહેશો ?
તન રગડી જો ને ખેતર ખેડો, તો પછી પાક દે એ શો ?
રે ભાઇ, હાથ જોડી ના બેસો ! ૨
ફરશે ને હરશે તે ચરશે. બાંધ્યો ભૂખે મરે શો ;
હરિ હરિ કરતાં આ હીનદશા ઠરી, એમાં શો અંદેશો ?
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૩
સૂતેલા પણ સિંહતણે મુખ આથી શિકાર પડે શો ?
ફાળ ભરી તે ઠાર કરે તો જ ઠારી શકે ભૂખકલેશો :
રે ભાઈ હાથ જોડી ના બેસો ! ૪
આ નથી, તે નથી, એમ કદી પણ કાયર થઇ નવ કહેશો ?
સાધનથી પણ સાધ્ય છે મ્હોટું : પાધરે યત્ન પ્રવેશો !
રે ભાઈ હાથ જોડી ના બેસો ! ૫
યત્ને ચઢી બડી રેલ હઠવશો, નહિ તો પડી સડી વ્હેશો !
વીર ! ઊઠો, પ્રભુ સાહ્ય થશે, આ સાધવો દિવ્ય સંદેશો !
રે ભાઈ હાથ જોડી ના બેસો ! ૬

ખબરદાર.

## ભારતમાતાને ભુલતો માં !

### રાગ-કાફી

સુખદુઃખમાં, ઉજડ-ગરદીમાં,
વીરા ! ત્હારી માતને ભૂલતો કદી માં !—ટેક

કીર્તિને કાજે જગત બધું ધાજે, ગાજી જવાંમરદીમાં ;
પણ સ્મરજે તુજ માત અમર એ જયજય ધન્ય ઘડીમાં !
વીરા ! ત્હારી માતને ભૂલતો કદી માં ! ૧

સ્નેહીઓ સંગે, વિવિધ પ્રીતિરંગે, ખેલજે રસભરતીમાં ;
એ રસને પૂર પણ ઉર ધરજે માતૃતરસ ધરતીમાં !
વીરા ! ત્હારી માતને ભૂલતો કદી માં ! ૩

સાંઝ સ્હવારે કે અકળ અંધારે, કે ગરમી શરદીમાં !
જયાં હો, વીરા ! ત્યાં હો મોંઘી એ માયા તુજ ચડતીપડતીમાં !
વીરા ! ત્હારી માતાને ભૂલતો કદી માં ૩

ગુલગુલ બિછાવે, વસંત વધાવે, એ તુજ મોજ બધીમાં,
**માત**ને ઉર તુજ આશ રહે જયમ વૈદથકી દરદીમાં !
વીરા ! ત્હારી માતને ભૂલતો કદી માં ! ૪

હો અરિ તુજપર દુઃખ વરસાવે, ફાવે કદાપી બદીમાં ;
**માતૃ**સ્મરણ તુજ દુઃખહરણ હો !—વ્હેશે સૌ કાળનદીમાં !
વીરા ત્હારી **માત**ને ભૂલતો કદી માં ! ૫

એક જ આત્મનું આંસુ વહવજે, એક જ શબ્દ વદી "**મા**"
**માતૃ**સેવાની એ ધન્ય અદલ પળ મળશે ન એક સદીમાં !
વીરા ત્હારી **માત**ને ભૂલતો કદી માં ! ૬

**ખબરદાર.**



## ભાવના

અમે લૂખા ટુકડા ચાવીશું, જય ભારતની જ ગજાવીશું;
કદી માત્ર ચણાથી ચલાવીશું, તુજ સ્વતંત્રતા અપનાવીશું.

તુજ ખાતર આગ ભભુકતી ઉપર, દોડી જશું ન વિમાસીશું;
યદિ નગ્ન રહી જીવન વીતે પણ, તુજ પર જાન નિ:સારીશું.

તુજ ખાતર દ્વારે દ્વારે ધક્કા, હસ્તે મુખડે ખાઇશું;
તુજ ખાતર સગપણ સૌ તોડી, મા ! ત્હારી ધૂન મચાવીશું.

બીજી સૌ વાતો ભૂલી જઇ, તુજ પવિત્ર નામ ગજાવીશું;
મા ! તારા વીર તનુજો થઇને, ધવલ કીર્તિ પ્રસરાવીશું.

અમ હાડ માંસ ને જીવન સૌ સામગ્રી સાથ સજાવીશું;
મા ! અર્પી તારાં ચરણયુગલમાં, આઝાદી અપનાવીશું.

ભ. જી. નિરબાર્ક

# નિશાન

ભારતનું નિશાન ઉંચું, ત્રિરંગી ફર ફરર ફરૂકે

અમ મસ્તક એ આગળ ઝૂકે,
ભલે શરીરનાં શોણિત સૂકે;
છોને સાગર માઝા મૂકે,
શિર સાટે એ કદી ન ઝૂકે.

ભારતનું નિશાન ઉંચું, ત્રિરંગી ફર ફરર ફરૂકે.

હિન્દી એને ઘડી ન ચૂકે,
ભલે પ્રલયના પવનો ફૂંકે;
દુઃખની જ્વાળા ભલે ભભુકે,
શિર સાટે એ કદી ન ઝૂકે.

ભારતનું નિશાન ઉંચું, ત્રિરંગી ફર ફરર ફરૂકે.

જન્મ્યાં જે ભારતની કુખે,
સાથે મરશું સુખે દુઃખે;
પણ ગાશું જયભારત મુખે,
શિર સાટે એ કદી ન ઝૂકે.

ભારતનું નિશાન ઉંચું. ત્રિરંગી ફર ફરર ફરૂકે.

ત્રિ. ગો. વ્યાસ

## ઝંડા ઉંચા રહે હમારા—

વિજયી વિશ્વ તિરંગા પ્યારા,
ઝંડા ઉંચા રહે હમારા

સદા શક્તિ બરસાને વાલા
રહેમ સુધા સરસાને વાલા
વીરોકો હર્ષાને વાલા
માતૃભૂમિકા તનમન સારા —વિજયી.

ઇસ ઝંડેકે નીચે નિર્ભય
લે સ્વરાજ્ય યહ અવિચલ નિશ્ચય
બોલો ભારતમાતાકી જય
સ્વતંત્રતા હી ધ્યેય હમારા —વિજયી.

આવો પ્યારે વીરો આવો
દેશધર્મ પર બલિ બલિ જાઓ
એક સાથ સબ મીલ કર ગાઓ
પ્યારા ભારત દેશ હમારા —વિજયી.

ઇસકી સાન ન જાને પાએ
ચાહે જાન ભલે હી જાયે
વિશ્વ વિજય કરકે દીખલાયે
તબ હોગા પ્રણ પૂર્ણ હમારા —વિજયી.

## ભારતી વીરનું કૂચગીત

આછાં અજવાળાં આવે, ધારો સહુ અંગ ઉમંગ,
કંઇ કુંકુમ પગલાં પડતાં પૂર્વે રંગાયા શુભ રંગ;
ઓ વીર ! જુઓ આકાશે ઉતરે પાછી અમ ગંગ :
હો ! પ્રભુનાં વ્હાણાં વાય. ૧

મુજ આંખ ઠરી છે જોતી: એ આવે નવઅવતાર,
પગલે પગલે ચગદાતા દેખું આજ અધમ અન્ધાર;
ઓ વીર ! જુઓ ચોપાસે, જાગે ચેતન સહુ ઠાર :
હો ! પ્રભુનાં તેજ વહાય. ૨

મેં આજ સુણ્યા તે શબ્દો, તે વીરસ્વરોના ઘોષ,
તે શતગુણ મેઘતણા ગર્જનશું રેલ્યો ઊંડો રોષ ;
ઓ વીર ! બધે ભય ન્હાસે, ને ડુબે મોહ સદોષ :
હો ! પ્રભુનાં સત્ય સુણાય. ૩

કો આવે છે જયઘોડે, છે વીર્યવિલાસી વેશ,
વિદ્યુતચમકાર સમી તરવારે હણતો અમ તમકલેશ!
ઓ વીર! ધસો, ઝટ ઝીલો એ ઉરચેતન આદેશ!
હો! પ્રભુના મંત્ર ગવાય. ૪

મેં કીર્તિ જ ઝાંખી એની, એની જ સુણી મેં વાત;
જ્યાં ત્યાં મેં દીઠા હૃદયઉછળતા સ્નેહતણા ઉત્પાત;
ઓ વીર! ફરી શાં ઉઘડે ગીતાનાં મર્મપ્રભાત!
હો! પ્રભુના રથ રેલાય, ૫

મેં દીઠા એના ડેરા ઠોકાતા ઠામેઠામ;
મેં શંખ સુણ્યા ફૂંકાતા એના શ્હેરે ગામેગામ;
ઓ વીર! ધસો ધ્વનિ કરતા એ ધ્વજ પૂઠે અભિરામ!
હો! પ્રભુની સ્વારી જાય. ૬

એ જયજય ગીતે આજે ધ્રૂજે ધરણી આકાશ;
એ ધર્મતણા જ ધડાકે પામે મોહ પ્રમાદ વિનાશ;
ઓ વીર! રહો દૃઢ સત્યે: જ્યાં સ્નેહ વસે ત્યાં આશ:
હો! પ્રભુનાં રાજ્ય છપાય! ૭

---

## શક્તિમન્ત્ર

જનનિ ભારત આજ હમકુ, મધુર બિણા સુના રહી હૈ;
સ્વતંત્રતાકા રાગ ગાકર, માનો અમૃત પીલા રહી હૈ.
સેંકડો વર્ષોસે હમ થે, ભાગ્યહીકે ફેરમેં,
ઉસકી નિર્ભરતા છોડાકર, સ્વલંબન શીખા રહી હે;
થા નિરાશા કા ભયાનક, ભૂત જો હમ પર ચઢા;
રાષ્ટ્ર કે સંગીત બલસે, શીઘ્ર ઉસકો ભગા રહી હૈ.
ફિર ભલા મૈં દીનતાકે, શબ્દ કૈસા કહ સકું ?
જબકી માતા મીઠે સ્વરસે, શક્તિમન્ત્ર પઢા રહી હૈ.

**સત્યદેવ.**

## કર્મયુગ

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશ પર અરૂ જાતિ પર હસ હસ કે મરના શીખ લો.
મારનેકા નામ મત લો, પહેલે મરના શીખ લો;
મિસ્લે આયર્લેન્ડ દબ કર, ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે,
તૈર કર તો રક્તસાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોંગે, સકલ સંસારકો ક્ષણ માત્રમેં,
દેશ દુઃખકી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલયાત્રાકે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ-જન્મસ્થાનમેં નિર્ભય વિચરના શીખ લો
દેખના હૈ દૃશ્ય ભારતવર્ષમેં યદિ સ્વર્ગ કા,
દેશકા તો પ્રાણપનસે દુઃખ હરના શીખ લો.

**સત્યદેવ.**

## મંત્ર વંદેમાતરમ્

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ્;
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વન્દેમાતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ્;
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ્.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ્;
મતિપ્રદાયક અતિસહાયક મંત્ર વન્દેમાતરમ્.
હરઘડી હરબાર હો હરનામ વન્દેમાતરમ્;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વન્દેમાતરમ્,
જપીએ નિરંતર શુદ્ધ મનસે મન્ત્ર વન્દેમાતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વન્દેમાતરમ્.
આઠોં પ્રહર દિલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ્;
મુખસે હૃદયસે રાતદીન હો જાપ વન્દેમાતરમ્.
તેગસે શિર ભી કટે ભૂલો ન વન્દેમાતરમ્;
મ્હોત કી ઘડીયાં ગુંજા દો નાદ વન્દેમાતરમ્;
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ્.
બેડીયાં ઝંકાર દે શુભ તાન વન્દેમાતરમ;
બન્દુક ગોલી તોપ કી હૈ આડ વન્દેમાતરમ્.
તેગ બરછી કે લિયે હૈ ઢાલ વન્દેમાતરમ્.
કર્ણકા દઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ્:
વિશ્વવિજયી શત્રુવિજયી મંત્ર વંદેમાતરમ્.

---

# કદિ નહિ હારના

કદિ નહિ હારના, ભાવે સાડી જાન જાવે,
અસી નહિ હારના, ભાવે સાડી જાન જાવે.
બિજલી તેં અગ કોલોં પાની તુફાન કોલોં,
ન્હેરી ઘુચાલે કોલોં—કદિ૦

તોપ તલવાર કોલોં, ગોલીયાંદી માર કોલોં,
ખંડેદી ધાર કોલોં—કદિ૦

કુરકી નીલામી કોલોં, સખ્ત કલામી કોલોં,
ફાંસી કાલેપાની કોલોં—કદિ૦

દીન ઇમાન નાલ, ધર્મ જ્ઞાન નાલ,
મર્દદી જબાન નાલ—કદિ૦

માંઝેદે જોર નાલ, માલવેદે શોર નાલ,
સોહણીયાંદે બોલ નાલ—કદિ૦

ધત્રી પોઢોહાર નાલ, સંદલીદી બાર નાલ,
ઝંગ સિયાલે નાલ—કદિ૦

રામ દે પ્યાર નાલ, શાંતિ શબંર નાલ,
રબ્બ સચિયાર નાલ—કદિ૦

ચોધરી

## ભારત હમારા દેશ હૈ

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિત કે કારને હમ કુછ ન કુછ કર જાયઁગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસ કા ઋણ હમ પર હૈ બહુત;
ઉસ કે મિટાને કે લિયે હમ કુછ ન કુછ કર જાયઁગે.
ભારતકી દુઃખપ્રદ અવનતિ પર કયોં ન અશ્રુ બહાવેંગે;
ઉન કે હટાને કે લિયે હમ કુછ ન કુછ કર જાયઁગે.
ધર્મ વિદ્યા ઔર ધન સે, ઉન્નતિ ભારત કી હો;
ઉસ ઉન્નતિ કે માર્ગ મેં હમ કુછ ન કુછ કર જાયઁગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ, કૃષ્ણ જન્મે જેલ મેં;
તો ફિર ભલા હમ કયોં ડરેંગે કુછ ન કુછ કર જાયઁગે.
ચાહે કિતને કષ્ટ હમ કો, કયોં ન હો ઉસકે લિયે;
સબ સહેંગે મર મિટેંગે કુછ ન કુછ કર જાયઁગે.

---

## સરફરોશી કી તમન્ના

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હય,
દેખના હૈ જોર કીતના બાજુએ કાતિલમેં હય,
રહરવે રાહે મહોબત રહે ન જાના રાહમેં,
લજ્જતે સેહરાન-વર્દી દૂર યે મંઝીલમેં હય.
આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હૈ બાર બાર,
કયા તમન્નાએ શહાદત ભી કિસી કે દિલમેં હય.
અબ શહીદે મુલ્કે-મિલ્લત મેં તેરે ઉપર નિસાર.
અબ તેરી હિમ્મત કા ચર્ચા ગૈર કી મહફિલમેં હય.
વક્ત આને દે બતાદેંગે તુઝે અય આસમાં!
હમ અભી સે કયા બતાએં કયા હમારે દિલમેં હય.
અબ ન પહેલે વલવલે હૈં ઔર ન અરમાનોકી ભીડ,
સિર્ફ મિટ જાનેકી યક હસરત દિલે બિસ્મિલમેં હય.

બિસ્મિલ

## પ્યારા વતન હમારા

બુલ બુલ અગર હૈ હમ તો વહ હૈ ચમન હમારા.
તન હો કહીં, વહી પર રહતા હૈ મન હમારા.
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.

ઇસકે હી અન્ન જલ સે હમ સબ કે સબ પલે હૈં,
મિટ્ટિ હૈ ઇસકી જીસમેં યોં ફૂલે હૈં ફલે હૈં. પ્યારા૦

લગતી હૈ બન કે સુર્મા આંખોંમેં ખાક ઇસકી,
હમકો હૈ પાક કરતી તાસીર પાક ઇસકી. પ્યારા૦

મિટ્ટિને ઇસકી કયા કયા જગમેં હૈ ગુલ ખીલાયે,
ચુન ચુન કે ફૂલ જીસસે લોગોં ને ઘર બનાયે. પ્યારા૦

થે રામ ભી યહીં પર ઘનશ્યામ ભી યહીં પર,
એસે મહાપુરૂષ હૈ ગુજરે ભલાં કહીં પર ? પ્યારા૦

બત્તીસ કોટિ બચ્ચે હૈ ગોદ મેં ખિલાતા,
સબકો યહીં ખિલાતા સબકો યહીં પીલાતા, પ્યારા૦

ઇસકી હી રોશની હૈ ચહેરે પૈ જો ચમક હૈ,
હૈ હડ્ડિયોં મેં બેધા ઇસકાહી તો નમક હૈ. પ્યારા૦

ખાદિમ ઇસકે હૈ હમ મખદૂમ હૈ યેહ અપના,
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.

---

## મારી ભરત ભૂમિ

મારી ભરત ભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત !
તારા ચરણ ચૂમી,
આનંદે વંદું જય જય હરદમ નિત્ય !

દુનિયમાં દેશ અનેક જ છે,
સા સૌમાં કાંક વિશેષ જ છે !—
પણ તું તો અલૌકિક એક જ છે !
મારી ભરત ભૂમિ—

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનુરે અન્ય હીરા હારે,
વણ શેલડી સરસ સાકર ક્યાંરે ?
મારી ભરત ભૂમિ—

સાથે વિશ્વંભરવાલી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ—

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી,
ઈતિહાસજ છે એનો સાખી,—
મારી ભરત ભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિળ નિર્મળ બુદ્ધિવાળાં,
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ—

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમિ,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મ ભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહી જ ઘૂમી,
મારી ભરત ભૂમિ—

—સ્વ. નવલરામ.

# બલવીર બાલકો

આશાની ધુન

બાલકો ! બલવીર બનિયે :
બાલકો! બલવીર :

વીર વિક્રમ સમ વિચરિયે,
સ્થિર પદ પાછાં ન ભરિયે.
પંથ પ્રગતિનાં વિચરિયે :
બાલકો! બલવીર :

સત્ત્વનાં રસપાન કરિયે,
સત્યનાં જ્યોતિ જ ઝીલિયે,
પ્રબળ નિર્મળ દેહ ધરિયે:
બાલકો! બલવીર :

સ્નિગ્ધ નિર્ભય મીટ ભરિયે,
બોલ ઉજળાફુલ વદિયે,
આત્મદર્શન એમ ધરિયે :
બાલકો! બલવીર :

દેવના તો દૂત બનિયે,
ચેતના દીન ઉર ભરિયે,
સ્વર્ગ સુંદર એમ રચિયે :
બાલકો! બલવીર!

લલિત

# માડીની ઝુંપડી

દુઃખિયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણ વગડાનો છાંયોરે આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલ પર પંખીડા, બ્રહ્મલીલાને ગાય;
રઢિયાળી એ વાડીરે, સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી-દુઃખિયાં.

ધર્મ કર્મ રસ કસ લુંટાયાં ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું, ખેંચાયા તુજ ચીર;
લુંટાતી આ માડી રે, ખાલી તારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી-દુઃખિયાં.

ધન સંચી ખેતર સુકવીઆં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;
તેને સોડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી,
પોષાણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી-દુઃખિયાં.

વન વિંટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ,
ઠામ ઠર્યાંને હડધુત કરીને રણવગડે દે માર;
અંકે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતીરે, માડી તારી ઝુંપડી-દુઃખિયાં.

કણુકણુ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણુ સુખદુઃખનાં લ્હાણું લેવા, ઠરતી તુજપર આંખ;
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી,
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી-દુઃખિયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્ત્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિવ્રત પાળીરે, શણગારીશું ઝુંપડી-દુઃખિયાં.

—સ્વ. જીવાભાઇ પટેલ.

## મનમોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
સૂર સૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ બને વીણુ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાજે ગાંધી !

જગત માત્રનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારતબંસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

( ૧૨૬ )

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદજનોના તારક ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !

જ્ઞાન માર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણ શુરવીર રણાંગણ ગાંધી !
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી !
શોભાવે સેવકગણ ગાંધી !

સાધુ જીવન સુલ્હાણ ગાંધીજી !
સત્ય વચનની ખાણ ગાંધીજી ।
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !
મનમોહન બલિહાર ગાંધીજી !

ગોકુળદાસ રાયચુરા

# જન્મભૂમિનું જય મંગળ

જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગર્જાવીએ:—

ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦

જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ— જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીરધર્મથી ધરા સદા ધ્રૂજાવીએ— જય૦

સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત.
ઘુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડીએ
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦

સ્થિતિસમય સ્વીકારીએ, પ્રવૃત્તિયજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦

માત દીન દુભાય છે, સપુત! પીડા પિછાનીએ,
દુધ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ- જય૦

લલિત

## સમશેર સારી ખલ્કની

સમશેર સારી ખલ્કની અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે નહીં તુચ્છ શસ્ત્ર ગાભરે—સમ૦

મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦

લાંછન ગુલામી શીર લઇ
પાળ્યા પશુસમ જગ ફર્યા;
આંખો અમારી છે ખુલી,
બસ ધોઇશું સૌ પાપને—સમ૦

પરતેજથી નહીં ભડકશું
પણ તેજ અમ જગ દાબશું;
જોશે બધી આલમ હવે,
અમ હિન્દીની તાકાતને—સમ૦

—વસન્તવિનોદી

( ૧૨૯ )

## અમારો દેશ

અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સુત્રો
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોંકાર હમેશ;
અમે હિન્દી, હિન્દી, હિન્દી !
આ હિન્દ અમારો દેશ ! ૧

અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડતાં
કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિએ શી
હા ઉછળે ઉર્મિ અશેષ !
અમે હિન્દી, હિન્દી, હિન્દી !
આ હિન્દ અમારો દેશ ! ૨

ક્યાં હશે હિમાલય જેવો ?
　　ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
　　સહુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઈશ્વરજન બેશી
　　કરતા પ્રભુ પંથ ઉજેશ ?—
અમે હિન્દી, હિન્દી, હિન્દી!
　　આ હિન્દ અમારો દેશ ! 　　૩

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ?
　　ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુતવીર ઝઝૂમ્યા ?
　　બલ દાખવવા અસીમ !
રે ભૂલીયે તે રીતે શી,
　　અમ અંતરથી લવલેશ ?—
અમે હિન્દી, હિન્દી, હિન્દી !
　　આ હિન્દ અમારો દેશ ! 　　૪

નથી રે જીવવું પર આશે,
　　છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે,
　　સ્વાશ્રયનો છે ઉલ્લાસ;

કંઇ પુણ્ય પ્રભા જ પ્રવેશી,
અહીં દે અમને ઉપદેશ:—
અમે હિન્દી, હિન્દી, હિન્દી !
આ હિન્દ અમારો દેશ ! ૫

ધમ ધમ ધરણી ધ્રૂજવશું,
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ ગજવશું,
દઇશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તે શી
દેજો શક્તિ પરમેશ !
અમે હિન્દી, હિન્દી, હિન્દી !
આ હિન્દ અમારો દેશ ! ૬

—ખબરદાર

( ૧૩૨ )

## અનન્ય ભારત

માત હો ! મ્હાઉં તનમનથી:
માત હો ! મ્હાઉં તનમનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !—
માત હો ! (ટેક)

જ્યાં પ્રભુમુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમનિગમના ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મકર્મના યોગ ખરા તોલાયા:

જે વસાઈ સુરજનથી રે—
ભલી જે વસાઇ સુરજનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૧

જ્યાં જુગજુગના ઇતિહાસ જાણે સત છે જે.
જ્યાં સ્વર્ગ નરકના મર્મ પમાતા સ્હેજે,
જ્યાં અક્ષયપાત્ર અનેક ભરેલાં તેજે:

જે સવાઈ નન્દનથી રે—
ગણી જે સવાઇ નન્દનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૨

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસ નીર ગંગશું ભળતાં :

જે સજાઇ ઉરધનથી રે—
ભવ્ય જે સજાઇ ઉરધનથી !
નથી નથી તુજ જેવી. ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૩

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોભે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :

જે ગવાઇ વન્દનથી રે—
જગે જે ગવાઈ વન્દનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૪

જુગ જુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા :
તું તવાઈ નિજ તનથી રે—
સદા તું તવાઇ નિજ તનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૫

શું ત્રીશ ક્રોડ અમ જીભ ગાય ગુણ ત્હારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણકારા.
અમ સદન સદન પડછંદ ભરે કંઇ ન્યારા !

દે વધાઈ દર્શનથી રે—
માત ! દે વધાઈ દર્શનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૬

અમ આત્મઆત્મ સન્દેશ લઈ તુંજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું.
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું !

તું જડાઇ જીવનથી રે—
માત ! તું જડાઈ જીવનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૭

—ખબરદાર

## કેમ ગમે ?

ધરતીને પટે પગલે પગલે
મુઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે;

અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે:
ત્યારે હાય રે હાય કવિ! તુંને સંધ્યાના રંગ તણાં શેણે ગીત ગમે?

લથડી લથડી ડગલાં ભરતી,
લાખો નાર ગલી ગલીએ ફરતી,
સારી રાત ભુખી મજુરી કરતી;

'મારા બાળ પરોઢિયે જાગીને માગશે ભાત' વિચારી એ દેહ દમે:
ત્યારે હાય રે હાય કવિ! તુંને પંખીને પાણી તણાં શેણે ગીત ગમે?

લાખો મીલ-મજુરોની આંખ મહીં
ઘુમે મૃત્યુની છાંય, શું દીઠી નહિ?
એની યંત્રોમાં કાય પિસાઇ રહી,

એની જિંદગી સારી રૂધિરભીની કથની સરી કેમ સુઝે ન તને!
અને હાય રે હાય કવિ! તુંને કુંજો ને કોકિલાનાં શેણે ગીત ગમે?

મન! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા!
એનાં ક્રંદન તેં નથી સાંભળિયાં?

એની ભીતર મૌન એકાકી રીબાઇ રીબાઇ હજારોના પ્રાણ શમે :
ત્યારે હાય રે હાય કવિ ! તુંને સાગરતીર કેરાં શેણે ગીત ગમે ?

મહા રોગ ને મૃત્યુના સાગરમાં
લાખો ચીસ નિઃસાસ ભર્યા જગમાં,
સિતમે સળગંત ધરા–તલમાં;

રસ સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સોનેરી ભુખ્યાં જનને :
ત્યારે હાય રે હાય કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગુંથવી કેમ ગમે ?

દિનરાત જેઓની નસેનસમાં
પડે ઘોષ ભયંકર યંત્ર તણા,
પિયે ઝેરી હવા જે દમેદમમાં,

એને શાયર શું ? કવિતા શું ફુલો અને તારલિયામાં એ કેમ રમે ?
ત્યારે હાય રે હાય કવિ ! તુંને કૃષ્ણ કનૈયાની બંસરી શેણે ગમે ?

સારા વિશ્વની જે દિ' ક્ષુધા શમશે,
ભુખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પુરી રોટી પ્રતિ જનને જડશે,

કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને :
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે ?

**હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય**

## પ્રકાશનાં પગલાં

૧

પ્રભુની મોંઘી, ઓ માતા !
ઓ સુન્દરતાની કુંજ !
તુજ નિમર્ગ તે સુખશાતા
વહેશે ક્યારે નવગુંજ ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવો પુનરુદ્ધાર,—
ઓ ભારતમાત ! વિચાર !

૨

તુજ પ્રજા બધી આ ઉભી
વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઈ છે રાત :
આવે પગલાં શુભ જીવનનાં, ઊઠ, જગતને કાજ—
ઓ ભારતમાત ! ગાજ !

૩

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથ;
નિર્ભયતા ભર અમ કર્મે,
ને શૌર્ય અખંડ અનંત:
સાતે આકાશ પડે શિરપર પણ હઠિયે ના તલપૂર !—
ઓ ભારત ! બન બહાદૂર !

૪

અરધી દુનિયા રહે તાકી,
તુજને કરવા સ્વાધીન;
ખખડાવે શસ્ત્ર તુમાખી,
સમજી અમને બળહીન:
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગ જુગનું તેજસ સત્વ;
તુજ ઉંડી આત્મનસિદ્ધિ,
જે પામી જગનું તત્વ:
તે કરી સચેતન ફરી જગવશે જયધુન તુજ સંતાન,—
ઓ ભારત ! થા બળવાન !

૬

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મ તણાય;
તુજ અંતરતેજ સુરીતે,
તું જાળવ એ તમમાંય:

છે તોલાવું દેવાંગણુમાં દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત ! રહેજે શુદ્ધ !

૭

તુજ ઉન્નત તીર્થદ્વારે,
જગને કરવી મહેમાન ;
રેલવવાં નવ-અવતારે,
જુગજૂનાં ઉરનાં ગાન :
સાગર સાગરની લહરીઓ શું ઉર ઉર ઉછળે આશ,—
ઓ ભારતમાત ! પ્રકાશ !

૮

ઓ માત ! અમે સહુ ત્હારાં,
તુજ કીર્ત્તિ અમારૂં સર્વ;
રજની ભરતા જ્યમ તારા,
રાખે રજનીનો ગર્વ :
દે હાક ! અને ખૂણેખૂણેથી ધસશું હારોહાર !—
ઓ ભારતમાત ! પુકાર !

—ખબરદાર

# ટિળકનો દેહોત્સર્ગ

તૂટ્યા વીણા તાર, ગીત થતાં બસૂરાં હવે;
નયણે નીતરે ધાર, હૈડું હિન્દ તણું દ્રવે :
પાર્ષદ આમ અકાળ, પ્રેર્યો શીદ તુજને ઇશે ?
જતાં કેસરી બાળ, નન્દનવન ઉજ્જડ દીસે !
ભરવર્ષામાં ગ્રીષ્મ, તપવી તેં અમ તપ ઉણે;
ભરતખંડમાં ભીષ્મ, છાજ્યો ના અધુરાં પુણ્યે !
ઉલટયો ભરતી ઓટ, ડોલી નોકા દેશની;
પડી ખોટમાં ખોટ, મુરાદ શી પરમેશની !
ખીલવ્યાં સ્વરાજ્યઅંગ, 'સ્વ-હક્ક' મંત્ર ફૂંક્યા મહા;
દીઠા ન પાક પ્રસંગ, ને ટીળક દેવજ થયા !
ગાજે ઘન સમ વીર, ઘણાય નેતા નામના;
નિધિસમ તમ ગમ્ભીર, અમર સ્મરાશે નામના.
મેઘઘટા ઘનઘોર, છાઈ રહેશે સૃષ્ટિને;
ઉજ્જવલ તવ સ્મૃતિદોર, ચેતન પાશે દ્રષ્ટિને.
તપાવશો તમ તેજ, સૂર્ય શશિનાં નૂર સહે;
નિજ આદર્શ વડેજ, અમ જીવન ઉજ્જવલ વહે.
પ્રફુલ્લ પુષ્પ સમાન, સુગંધ દઇને સંચર્યા;
જન્મ્યું જીવ્યું પ્રમાણ, યશ, શાશ્વત શાંતિ વર્યા !

કેશવ હ. શેઠ

( ૧૪૧ )

## ટેક નહિ મૂકું

ભલે વજ્રો શિરે તૂટો !
હજારો તીર છો છૂટો !
પ્રબળ પાષાણમાં કૂટો !
છતાં મુજ ટેક નહિ મૂકું.

સળગતી આગમાં બાળો !
ઉછાળો ઝેરમય ઝાળો !
કરી લો કૂહેર છો કાળો !
છતાં પગ એક નહિ ચૂકું.

ભલે રહેંસો, દહો, કાપો,
રહો તે રીત સંતાપો !
હજારો વેઠતાં તાપો,
પ્રતિજ્ઞા પર નહિ થૂકું.

ઉતારી ચર્મ તન ચીરો !
વહાવો લોહીની નીકો ;
હજારો મોત છો વેઠું,
અધમ માર્ગે નહિ ઝૂકું.

—વસંત

## આરતી

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ;
ગુણ તારા નિત્ય ગાઈ, નમીએ ચરણ ચુમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ સ્વરૂપ, નંદનવન રાજે–મા નંદન૦
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે–મા ઉભરે૦
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ.

તુજ કેશાવલિ રૂપ, હીમગિરિ શોભે–મા હીમગિરિ૦
વિશ્વે અતિ વખણાઈ, જગમાં મન લોભે.
જય જય માતૃભૂમિ.

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં–મા બેલડીએ૦
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલા ધપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર સત્ત્વ રૂપ તારા–માં સત્ત્વ૦
ઉદ્યોગે, વેપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્રંદ્ર ઉદયગામી—મા દ્રંદ્ર૦
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત સ્થંભ જોડ જામી.
જય જય માતૃભૂમિ.

હૃયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા૦
કટી આભૂષણ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

અમાપ અર્ણવ નીર તુજ ચરણો ધોતા—મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજો સ્હોતા.
જય જય માતૃભૂમિ.

સુજલાં સુફલાં માત! સુધર્મની ધાત્રી—મા સુધર્મ૦
હજીએ તું એની એ છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ.

અહીં પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે—મા તુજ૦
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શિરને સાટે.
જય જય માતૃભૂમિ.

—સીતારામ શર્મા

# જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

---

જય સ્વદેશ !
જય સ્વરાજ્ય !
જય પ્રભુ ! પ્રજા સમાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
ઉજ્જ્વલ પરમાત્મ રાજ્ય :
સર્વ હિત ભર્યું સામ્રાજ્ય :
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
અંતરે એકજ અવાજ :
એક આદેશ એક સાધ્ય :
જન્મ દેશ જીવિત તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
દેશ દાઝ : દેશ કાજ :
દેશ બંધુતાની લાજ :
પ્રેરો પ્રભુ દેશ આજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
જય પ્રભુ ! પ્રજા ! સમાજ :
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય :

લલિત

## વન્દેમાતરમ્

વન્દેમાતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્
શુભ્રજ્યોત્સના-પુલકિત-યામિનીમ્
ફુલ્લ-કુસુમિત-દ્રુમદલ-શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્
વન્દેમાતરમ્

---

## ભારતીનો સંદેશ

બાલુડાં તમ પંથ પનોતો, પ્રાચીનનો સંભાળ જો જો !
પૂર્ણ પવિત્ર પ્રવીણ બનીને, પૂર્વજની પત રાખ જો જો !
વિમળ માર્ગે વહન કરીને, વરજો વિભુનું વ્હાલ જો જો !
આત્મશુદ્ધિને હરિનું શરણું, આપણી એ તલવાર જો જો !
જંપી જંપી રહેજો ભાંડુ, મુજ તણાં આ બાલ જો જો !
હાથો હાથ મિલાવી પરસ્પર, ઠાલવજો દીલ દાઝ જો જો !
દુઃખિણી માવડી કાજ દયાધરી, ત્યજજો વિલાસ તમામ જો જો !
રડવડતાં સૌ ભાંડું કેરાં, લૂજો આંસુ અપાર જો જો !
દુઃખ દુઃસહ દાવાનળ સળગું, પ્રભુજી લેશે ભાળ જો જો !
સત્યનો બેલી શ્રી રામ હરિ છે, સત્ય તણો જયકાર જો જો !

## અરે મુજ માવડી

અરે મુજ માવડી ભારત! દશા આ શી થઇ ત્હારી;
ખલકની જે હતી ન્યારી, ગઈ કયાં સુરભી સારી.
ભૂલ્યા તુજ બાળ પંથ રૂડા, પડયા જઇ હાય! કયાં કૂપે;
ભટકતાં ભાન ભૂલી તાનમાં નવ માર્ગ કંઇ સૂઝે.
બન્યા મોહાંધ વિલાસે ગુમાવી જ્ઞાન ચક્ષુને;
સુનીતિ – ધર્મ – ભક્તિ – શીલ – સ્તંભોને ઉડાવીને.
ઠગાયાં હા! કીધા પાનો વિષમ વિષને સુધા માની;
થઇ વિત્ત-વાન-વીર્ય તણી પૂરેપુરી પછી હાનિ.

---

## સ્વરાજ ધ્વજ ગીત

ફર ફર ફર ફર ફર ફર ફર ફર, ઓ વ્હાલા ધ્વજરાજ!
વિજય વિજય જો વિભુજી ધાયા સહાય થવા તુજ આજ!
વ્યોમ મહિં જો જ્યોતિ ઝળકે ઝબક ઝબક શી થાય!
તિમિર તણાતું જાતું જો જો આનંદ ઉર ઉભરાય!

ભારતીય બાળ ધીર ધારજો તમો;
કર્મક્ષેત્ર-ઇશશરણ-માર્ગમાં રમો.
કર્મવીર શૂરવીર શ્રેષ્ઠ થઇ ભમો;
દેશકાજ દેહ દઇ દેવને ગમો.

# રૂડો મારો રેંટીયો

ગાંધીએ બતાવ્યો રે
ભલો દીલમાં ભાવ્યો રે
રૂડો મારો રેંટીયો—હોજી

એ રેંટીયામાં ગુણ છે અપરમપાર
ધીમો ધીમો ચાલે રે
મીઠો મીઠો ગાજે રે
રૂડો મારો રેંટીયો—હોજી

પાંખ રૂડી પંખા રૂડા ઉજ્જવલ એનો નાદ
ઉજ્જવલ પૂણી ઓપતી ઉજ્જવલ મારા હાથ

હિંદ કેરો હીરો રે
દેશ કેરો દીવો રે
રૂડો મારો રેંટીયો —હોજી

---

# દેશ ગીત

અમારી માતૃભૂમિ કાજ અમારા પ્રાણ અર્પીશું;
ભૂમંડળશ્રેષ્ઠ ભારતની જ્વલંત જ્યોતિ જગાવીશું—

કવિઓની ઋષિઓની મહા બલવીર વીરોની,
દુનિયાની દુલારી દેવીને દશ દીશ દીપાવીશું—

કૃષ્ણચંદ્ર રઘુનંદ ને ધર્મધુરંધર ધીર;
અર્જુન કર્ણ પ્રતાપની પ્રસૂતા ભૂમિ વીર.
અમારી એ ભવ્ય ભારતનો વિજયડંકો વજાવીશું—

સુમાર્ગોના બની રાગી. ભભક પશ્ચિમની ત્યાગી;
પુનિત પુરુષાર્થ પૂર્વજનું પૂરે પૂર પ્રકટાવીશું—

ભરત ભીમ ભડ ભીષ્મની, ભારતભૂમિ ભવ્ય;
તનય જનુની એહના સમજી અમ કર્તવ્ય.
બની સાચા શૂરા સંતાન વિજયધ્વજ ફરફરાવીશું—

ઉડુગણ મંડળ ચંદ્રમા ઓપે જેમ અપાર;
વિશ્વમંડળે ભારતી સૃષ્ટિ તણો શંગાર;
અજબ ઓજસ્ એ પ્રાચીનનું ફરીને અજવાળીશું.

# વીર જાગો

વીર જાગો જાગો રે.

હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચીરાય;
માત રૂદન કયમ ખમાય,
સુજન જાગો જાગો રે.

કાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રૂજત પાય;
કમર કઠીન નવ રખાય,
શો સજેલ વાગો રે.

છિન્નભિન્ન શી જણાય,
અનુપમ માત હિન્દ હાય;
રાત દિન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝો રે.

( ૧૫૦ )

રિબત માત ક્યમ ઉંઘાય,
ભવ્ય મનન કરી સહાય;
અધમ દ્વેષ પકડી પાય,
હિન્દ ઐક્ય સાધો રે.

રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય;
હામ તો પ્રભુજી સહાય,
વીર જાગો જાગો રે.

—વસન્તવિનોદી



## સ્વતંત્રતાના સૈનિકોને

હો સ્વતંત્રતાના સૈનિકો ! સો સજી વીર શણગાર,
રણધીર વીરોનાં ગીતો ગૂંથી જીવનને તાર;
ધ્વજ સ્વરાજ્યનો ત્રિરંગી ફરકાવો દ્વારેદ્વાર :

ધપી રણસોમ !
કરી યાહોમ !
ગજવી અર્જુન–ટંકાર :

તુમૂલ જંગ જીતી, ભારતનો વર્ત્તાવો જયકાર.
હાકલ વાગી કુરૂક્ષેત્રે, ને ડોલી રહી દીક્પાળ,
અંગાર ઝરે ભૂમિનેત્રે, ચડી રગ રગ વિગ્રહજ્વાળ;
સ્વાર્પણથી સોમ સુહાવો ઘોળી પી કરાળ કાળ :

ને થાઓ અમર !
એ વ્હાઓ શ્રી–વર !
વીર ! કરો સફળ અવતાર:

ધર્મ જંગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.
ડંકો સૂણીને ધસતા, તજી સમાધિ સંતો બ્હાર,
વનરાજ વનેવન વસતા, યદિ ! ભરે ઘૂઘવી ફાળ;
ભીમ ભીષ્મતણા રણહણતા શા રંગભીના તોખાર:

સૈનિક શૂર
આત્મિક નૂર
દીપાવો આવાર:
જીવનયુદ્ધ જીતી, ભારતનો વર્ત્તાવો જયકાર.
વાગ્યાં અમૃત ચોઘડીઆં, જાગ્યા દેવી રણકાર,
ધિમકીટ ધિમકીટ્ ગગડીઆં, રણવાદ્ય દેવી દરબાર;
ધમધમતી ધરતી ઝીલે. કેસરીઆના ભણકાર:

ભડ બહાદૂર !
ઉછળ્યાં પૂર ;
ઉઘડયાં યુદ્ધ-સવાર:
દિવ્ય જંગ જીતી. ભારતનો વર્તાવો જયકાર

રણ રામ કૃષ્ણ વિરાજી. શો ભરે તેજ ચમકાર !
વીર પ્રતાપ ને શિવાજી. દે પૂર્વજ વ્રત અધિકાર

અ સ હ કા ર—
ને હથિયાર,
ખડા ગાંધી સરદાર:
દમનજંગ જીતી, ભારતનો વર્ત્તાવો જયકાર.
જનનીના સપૂત સાચા, નિજ ઉતારવા ઋણ ભાર
ધપતાં પડશો મા પાછા, જો ચાહો પુનરોદ્ધાર;
ધન્ય હોમાવું રણયજ્ઞે, કુલ કુટુમ્બ સહ પરિવાર:

ફૂલ ને ફાલ,
દેવ દયાળ,
વધાવવા તૈયાર:
જયદેવી ઉભી અનુરાગે, સમર્પવા જયમાળ.

**કેશવ હ. શેઠ.**

# ભરતભૂમિનું જયગીત

ભરતભૂમિના શૂર પુત્ર તે રહ્યા અમે શું રડી રડી
રહ્યા અમે શું રડી રડી
ખળભળતા ઉછળે બીજા ત્યાં રહ્યા અમે શું પડી પડી

શું ગયા રામ ને કૃષ્ણ અમારા વીરા
ભીમાર્જુન આદિ ગયા શું પાંડવ ધીરા
શું ગયા દ્રોણ ને કર્ણ ભીષ્મ ભડ ગાજી
પૃથુ જયમલ સિદ્ધ પ્રતાપ અને શિવાજી

એ સહુ વીરોએ વરસાવી જ્યાં શૌર્યતણી ખુબ ઝડીઝડી
શૌર્યતણી ખુબ ઝડી ઝડી
—ભરતભૂમિના.

ક્યાં ગંગા જમના વળી બ્રહ્મપુત્રા તે
ક્યાં સિંધુ તાપી નર્મદા સાભ્રમતી ક્યાં તે
ક્યાં કૃષ્ણા ગોદાવરી અને કાવેરી
ક્યાં મહા નદી ને મહી વીરલી ઘણેરી

એ સર્વ નદીનું પૂર ઉછળતું ગયું હવે શું ચડી ચડી
ગયું હવે શું ચડી ચડી
—ભરતભૂમિના.

ક્યાં ગયું બ્રહ્મનું તેજ, શૌર્ય ક્ષત્રીનું
ક્યાં ગઈ વૈશ્યની વૃત્તિ, થયું સૌ હીણું
શું ગયા શૂર રજપૂત, ધરા ધ્રુજાવી
શું ગયા મરાઠા વીર આણુ વરતાવી
એ સહુની હવે શું કથી કથીને વાતજ કરશું ખડી ખડી
વાતજ કરશું ખડી ખડી
—ભારતભૂમિના.

શી યુરોપ કેરી ધજા આજ ફરકાવે
શી વૃદ્ધિ કરી છે આજ અમેરીકાએ
જાપાન મચ્યું શું આજ ધરા કંપાવી
જગ જોઇ રહ્યું છે શૌર્ય કુતુક દર્શાવી
ઓ અમે ત્યારે શું સુતા થાકી ખુબ પરસ્પર લડી લડી
ખુબ પરસ્પર લડી લડી
—ભારતભૂમિના.

શું હૃદય થયાં છે આજ શૂન્ય કંઇ એવા
લાગે ન કટુ વચનબાણ, વજ્રનાં જેવાં
શું ગયું હશે ચૈતન્ય, જડત્વ સમાયું
શું દેશભક્તિનું પ્રેમઝરણ સૂકાયું

રે વીર બંધુઓ એ દીન શબ્દો સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
—ભારતભૂમિના,

શું પડીશું નહિ મેદાન, શૌર્યથી ઘુમવા
શત્રુને નાખવા હેઠ, પાદરજ ચુમવા
કેસરિયાં ધરીને અંગ ઉમંગ ઉમળકે
શું ઘુમીશું નહિ રણમાંય રૂધિર ઉછળકે

શું બુઠ્ઠી થઇ તલવાર અમારી, ફરી ન થાશે ખડી ખડી
ફરી ન થાશે ખડી ખડી
—ભારતભૂમિના.

અમ હૃદય શૌર્યઅંગાર નથી હોલાયો
સમયે દાવાનળ સમો ઉલટશે ચાહ્યો
ભારતની ધજાની હેઠ અમે ઘુમીશું
જયજયજયજય જયકાર રણે જ કરીશું

એ આશ અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી
જયડંકાએ જડી જડી
—ભારતભૂમિના.

—ખબરદાર

## ભારત નિશાન

નહિ નમશે નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું ટેક૦

ભારતની એ ધર્મધ્વજાનું (૨)
સાચવશું સન્માન; ભૂમિ ભારતનું— નિહ૦

ઐકય તણો એ અમરપટો છે (૨)
મુક્તિનું વરદાન; ભૂમિ ભારતનું— નહિ૦

ભારત માના મંદિર પર એ (૨)
શાન્તિનું એંધાણ; ભૂમિ ભારતનું— નહિ૦

ચક્ર સુદર્શન અંકિત એ તો (૨)
હિન્દીજનના પ્રાણ; ભૂમિ ભારતનુ—નહિ૦

સફેદ, લીલું, લાલ ત્રિરંગી (૨)
વિરોધનું સંધાણ; ભૂમિ ભારતનું— નહિ૦

સફેદમાં સહુ ધર્મે ધાર્યું (૨)

ઇશ્વરનું ફરમાન; ભૂમિ ભારતનું— નહિં૦

લીલામાં ઇસ્લામી ધર્મે (૨)

રાખ્યું પાક કુરાન ; ભૂમિ ભારતનું— નહિં૦

લાલ સનાતન આર્ય પ્રજાનું (૨)

મંગળ મૂર્તિમાન ; ભૂમિ ભારતનું— નિહિં

અચળ અમારે આંગણુ એ તો (૨)

સ્વરાજ્યનું મંડાણ. ભૂમિ ભારતનું— નહિં૦

સાચા હિન્દી શૂરાઓનું (૨)

એ છે વિજય સુકાન, ભૂમિ ભારતનું— નહિં૦

નિશ્ચિંતાની નોબત છે એ (૨)

પ્રેમ તણું શુભ ગાન; ભુમિ ભારતનું— નહિં૦

જગઃ ઉદ્ધારક ઝળકે એમાં (૨)

ગાંધીજીનું જ્ઞાન ; ભૂમિ ભારતનું— નહિં૦

એની ટેક નિભાવા કાજે (૨)

તન મન ધન કુરબાન ; ભૂમિ ભારતનું— નહિં૦

## જગાવો ભારતને કીરતાર

જગાવો ભારતને કીરતાર !
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઇ વિશ્વ-સંસાર:
—જગાવો.

હે બળપ્રેરક બળિભદ્રવીર, થવા સ્વદેશોદ્ધાર;
ક્ષુધા, તૃષા ઉર તાપ ટળે ને પીગળે જીવનભાર !
—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે જાગે ખેતીકાર
જાગે જનની, બાલ, બાલિકાઃ સજે સ્નેહ કલ્યાણ:
—જગાવો.

ભારતખંડના ભ્રમિત ભેદો ભેદી, સરજનહાર !
સમસ્ત હિન્દી કરે એક્યથી સ્વરાજ પદસંચાર:
પ્રભો ! અમ સ્તુતિનો આ સાર.
—જગાવો.

—કેશવ હ. શેઠ.

( ૧૫૯ )

## દેવીનું ખપ્પર

ભર ભર મારૂં ખપ્પર, ભૈયા ! ઓ ભારતના વાસી !
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી:
ખપ્પર ભરો ભરો હો !—(ટેક)

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું, અરે અરે ઉપવાસી:
ખપ્પર ભરો ભરો હો ! ૧

અંજલિ નાંખે, ખોબો નાંખે, નાંખે કો ભર પ્યાલી,
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી:
ખપ્પર ભરો ભરો હો !

ઓ ભૈયા! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે,
નદ ઉલટાવો, સિંધુ ભરાવો–છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો ! ૩

ગાજ વીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી,
એક ઝાપટે નવ ચોમાસું: વીર ! તૃષા ન છિપાતી:
ખપ્પર ભરો ભરો હો !

જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આઘું !
ખપ્પર ભરો ભરો હો ! ૬

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસ્તી,
એક વીરરસની મસ્તીમાં કરૂણતણી કયાં હસ્તિ ?
ખપ્પર ભરો ભરો હો ! ૭

—ખબરદાર

## The Poct and Liberty

THE POET—"Thy Birthplace—
where, young Liberty?"
LIBERTY—"In graves, 'mid heroes' ashes."

THE POET—"Thy Dwelling—where,
sweet Liberty?"
LIBERTY—"In hearts, where free
blood dashes."

THE POET—"Thy best hope—where,
dear Liberty?"
LIBERTY—"In fast upwinging time."

THE POET—"Thy first strength—
where, proud Liberty?"
LIBERTY—"In thine oppressors' crime."

THE POET—" Thy safety—where, stray Liberty?"
LIBERTY—" In lands where discords cease."

THE POET—" Thy glory—where, bright Liberty?"
LIBERTY—" In Universal peace."

—*Ernest Jones.*

———

હું માતૃભૂમિને માટે—તેના દુઃખ-નિવારણને માટે સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવાને તૈયાર છું. તે કષ્ટ ચાહે ત્યાંથી આવે અને ચાહે તેટલાં આવે તેની મને ચિંતા નથી.

યજુર્વેદ

# કરજો કેસરીયાં

રૂડી રણઘેલી રણવાટ
કરજો કેસરીયાં
શુરવીરોનાં સ્વર્ગ ને ઘાટ
કરજો કેસરીયાં...... રૂડી

સિંહણના સૂતની ગર્જનાથી
ધ્રૂજે ધરા ને પહાડ રે
ક્ષત્રી હાંકે પૃથ્વી ડોલે
ડોલે દશે દિગપાલ
કરજો કેસરીયાં......રૂડી

રણે ચડયા ભારતના વીરા
વરજો વિજય જયમાળ રે
શોભાવી શૂરાઓ માતાની કૂખને
જગવો શૂરાતન જવાળા
હો ! કરજો કેસરીયાં......રૂડી

## કરી લો કાંઈ રૂડાં કામ

થીર ઠરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લો કાંઈ રૂડાં કામ, રહેશે કહેવાનું. (ટેક)
વિક્રમ સરખા વીર ગયા, ને ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ–રે નથી૦

× × × × × ×

પડયું રહે નાણું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કાંઈ પણ સાથે નહિ આવે નવટાંક–રે નથી૦
આરંભેલાં અધુરાં રહેશે, કઇક જગતનાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે. તજીને જાવું તમામ–રે નથી૦
લાચારોની આશિષ લેજો. નિશ્ચળ કરજો નામ રે
સમજો તો સારી શીખામણ, દે છે દલપતરામ–રે નથી૦

---

## હિંદનું ભવિષ્ય

માજી હવે ઉજળો થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણુલાં વા'શે ને થાશે પ્રભાત દુખડાં જાશે શમી રે લોલ.
માજી તારા ઘાયલ સુત સપુત સુતેલા જાગશે રે લોલ,
માજી થાશે ઝાઝો ઝંઝાવાત જાતસુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ.
જાગશે સાવજ ચિત્તા વાઘ કેશરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ.
માજી એ છીપે મોંઘે મુલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનામાં **રામ** ગર્વગંજન થશે રે લોલ.
જાગશે જાગશે **જાદવચંદ્ર** અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે **કર્ણાર્જુન** થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે **ભીમ** અને ભડ **ભીષ્મ** લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર **પ્રતાપનાં** પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.

જાગશે **શિવાજીની** સેન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કૂડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી તારી કૂખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારા દુધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ.

મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશેરે લોલ

ઝરશે અમીઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.

માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતન ચોક રેલી જશે રે લોલ.

માજી તારો ભાગ્યસવિતાભર્ગ સિંચતો ચડતો જશે રે લોલે,
પ્રભુના શરદપુનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.

**માજી તારૂં ભારત બનશે સ્વર્ગ** નંદનવન ઝાંખા થશેરે લોલ,
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

---

## પૂર્વની પૂજા

પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ
દુનિયાનો દિનમણિ પ્રાણ જો... ...પૂજું
સરિતાને પૂર ધરૂં દીવડો રે લોલ
ફૂલડે વધાવું મારૂં વ્હાણુ જો... ...પૂજું
વિનતિ વદું પાય લાગતાં રે લોલ
માગું હું મંગલ ઉજાસ જો... ...પૂજું
ઝાંખી તે જ્યોત દૂર જાગતી રે લોલ
જાગે છે નયણાંની આશ જો... ...પૂજું
ભૂખરા અંધાર ગાઢ વીતશે રે લોલ
વળશે અભંગ મ્હારૂં વ્હાણુ જો... ...પૂજું
જગનો આનંદ ફરી ફોરશે રે લોલ
તપશે હો દિનમણી પ્રાણ જો... ...પૂજું

---

## રાસમંદિરે

ભ્રાતા પધારો રાસ મંદિરે રે લોલ
રાસના વિલાસ અણમૂલ જો... ...ભ્રાતા
મંદિર શણગાર્યું સ્નેહફૂલડે રે લોલ
સુન્દર છે શબ્દસુવાસ જો... ...ભ્રાતા
ઝુલે તોરણ સૂરતાલના રે લોલ
ઝળકે માણિક્ય સમભાવ જો... ...ભ્રાતા
નીતિ કુંકુમભર્યું આગણુ રે લોલ
પૂરી રંગોળી સદ્‌બોધ જો... ...ભ્રાતા
આશાભર્યા તે અમ બાંધવો રે લોલ
આશાભર્યા અમ રાસ જો... ...ભ્રાતા

( ૧૯૮ )

## જગતની જાહ્નવી

---

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
ને કાંઈ વહેતી અખંડ ને અનંતરે !
જાહ્નવી જગની ઘૂમે રે.

પાણી ભર્યાં છે પુણ્યનાં,
ને મહીં ઝીલે સુહાગિયાં સન્તરે !
જાહ્નવી જગની ઘૂમે રે.

સગરકુમારોને તારિયા,
ને એમ તારશે માનવ જાતરે !
જાહ્નવી જગની ઘૂમે રે.

બ્રહ્માંડે ભર્યાં બ્રહ્મનાં અમી,
સાધો ! માણજો મહીં દિનરાતરે !
જાહ્નવી જગની ઘૂમે રે.

ન્હાનાલાલ

# બ્રહ્મબંસરી

પરમ શબ્દ એ સુણો,
હો ! પરમ શબ્દ એ સુણો,

બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો :
રટે આનંદ આનન્દ સ્થુલસૂક્ષ્મનાં કણો,
પરમ શબ્દ એ સુણો.

એ શબ્દ કો ગહન આત્મિક વાણી બોલે,
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે,

મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં સખિ !
ચન્દ્ર ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ !

એવી ધીરી
એવી ધીરી ઓ અધીરી ! બજે બ્રહ્મબંસરી :
પરમ શબ્દ એ સુણો.

માની મહાસમય માનવ ભાગ્યનો, હો !
કલ્યાણ મંગલ ભણે સુરમંડલીઓ.

—ન્હાનાલાલ

## ફૂલડોલનો ઉત્સવ

અજબ વરસે વસન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો :
ડોલે ભરતી અનન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.

ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
કળી-કળીએ ડાળીઓ લચન્ત :
આજે ઉત્સવ ફૂલડોલનો.

અબિલ ગુલાલ રંગ વિલસે વસન્તના;
વનવન કો હાસ્યમાં હસન્ત:
આજે ઉત્સવ ફૂલડોલનો.

આભની આગાસીએ ઉગન્ત જો ! તું ચંદ્રમા;
ચન્દની શું કોડથી રમન્ત:
આજે ઉત્સવ ફૂલડોલનો.

ભરીને ફૂલછાબ ચડી રમણે વસન્ત આ
તુજ-મુજમાં લાડથી લસન્ત:
આજે ઉત્સવ ફૂલડોલનો.

ન્હાનાલાલ

## આત્મદેવ

ઓ આત્મદેવ !
આવો, હો ! આવી વસન્ત આ.
દેવરંગી ફૂલ ઉગ્યાં અવનીમાં, આભમાં;
ફૂલડાં ઉઘાડો મુજ ભાલમાં;
ઓ આત્મદેવ ! —

મ્હેક મ્હેક મ્હેકે નવ વાસના વિરાટરીની;
મ્હેકે સુગન્ધો અંગરંગમાં :
ઓ આત્મદેવ ! —

વનનાં ઉંડાણ ભરી બોલે છે કોકીલા;
બોલી કોયલ ઉરઆભમાં :
ઓ આત્મદેવ ! —

ચન્દનચોક ઢળે તેજ કેરી વાદળી;
તેજ એ ઢોળાય પ્રાણચોકમાં:
ઓ આત્મદેવ ! —

રમતી વસન્ત આજ વિશ્વ કેરી વાડીએ;
રમો મારી આંખનાં ઉદ્યાનમાં :
ઓ આત્મદેવ ! આવો, હો આવી વસન્ત આ.

ન્હાનાલાલ

## આયુષનાં પર્વ

આજ આયુષનાં પર્વ
આજ આયુષનાં પર્વ,
હૈયાં વરસે છે હૃદયદેવનાં.

આજ આત્માનાં પર્વ
આજ આત્માનાં પર્વ
આત્મા વરસે છે આત્મદેવના.

ઘન વરસે જલધાર. ને તરૂવર વરસે ફૂલ
રવિ વરસે કિરણાવલિ:
અમે વરસીએ આત્મ આ અમૂલ:

હો સુહાગિયાં ! આજે ઉત્સવ આત્મસંધનો.
આજ આત્માનાં પર્વ
આજ આત્માનાં પર્વ
આત્મા વરસે છે આત્મદેવના.

ન્હાનાલાલ

## દુઃખ સુખ

દુઃખસુખ આવે રે તે સ્હેજો !
માજીના ચરણકમળમાં રહેજો !
દુઃખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાં તરતાં રે રૂડાં છે:
દુખડાં પાછળ રે ઉંડાં છે :
માજીના ઉંડા રૂડા સન્દેશ:
દુઃખસુખ આવે રે તે સ્હેજો.

સુખડાની શોભા રે સુલભ છે :
દુઃખડાનાં હેતુ રે ગહન છે :
માજીના ગહનસુલભ આદેશ :
દુઃખ સુખ આવે રે તે સ્હેજો.

મા ! તુજ પ્રેમલ રે રચના છે :
મા ! તુજ સદર્થે રે ઘટના છે :
મા તુજ સદર્થ પ્રેમલ નિવેશ:

દુઃખ સુખ આવે રે તે સ્હેશું
મા તુજ ચરણકમળમાં રહેશું
સુખદુઃખ આવે તે **મા** ! સ્હેશું.

ન્હાનાલાલ

## ભારતમૈયા

માજી ! તુજ મહિમા ઉજ્જવલ નિત્ય દશે દિશ ગાજતો રે લોલ:
માજીને મસ્તક ભાનુ-કિરીટ પ્રભાભર રાજતોરે લોલ:
માજી ! સજી સોળ કલા શશિરાજ અમી અભિષેકતા રે લોલ;
તપોવન ફળ ફુલ દે નિજ કાજ મધુરમધુ મ્હેકતાં રે લોલ:
માજી ! સૌન્દર્યગુંથી ઋતુમાળ ફરે રસ ફૂદડી રે લોલ;
તાજી કુદરત દે ત્રિકાળ કે નવરંગ ચુંદડી રે લોલ:
માજી ! શિર ધરતાં તુજ પદરેણું, ત્રિવિધ ટળે આપદા રે લોલ;
શાશ્વત સત્ય સનાતન વેણું બજાવે શારદા રે લોલ:
માજી ! તુજ કલ્પતરૂને પ્રસાદ જીવનરસ જામતો રે લોલ;
વરસે સ્વાતિના વરસાદ કૃપા તુજ પામતાં રે લોલ:
માજી ! લક્ષ્મી-નારાયણ વાસ, રૂડા ક્ષીરસાગરે રે લોલ;
સદા એ સાગર ભર ઉલ્લાસ પનોતા પદે ઢળે રે લોલ:
માજી ! તુજ યશ ગૌરવ ગુણ ગાનતણાં ઝરણાં ભર્યાં રે લોલ;
કરે તુજ ચરણામૃતનાં પાન સરિત નદ સરોવરો રે લોલ:
માજી સુદર્શન સમ સદ્ધર્મ હીમાચલ રક્ષતો રે લોલ;
તપોબળ, પાવન પૂર્વજ કર્મ અમરફળ બક્ષતાં રે લોલ:

માજી ! તુજ જ્ઞાનદાનને દ્વાર ભૂલી ભ્રમ ભેદના રે લોલ;
મધુરવાં-પંખી મુગ્ધ ટહુકાર થતા સ્મૃતિ-વેદના રે લોલ:
માજી ! તુજ જગશોભન અવતાર અનોખો યુગે યુગે રે લોલ;
પુરાતન સંસ્કૃતિને ભંડાર મુલક મસ્તિષ્ક ઝુકે રે લોલ:
માજી ! રહી તિમિરે સૃષ્ટિ છવાઈ, સૂના ભૂતકાળમાં રે લોલ;
ભૂલ્યાંને દોર્યાં તવ દીપ સ્હાઇ ધરા વિશાળમાં રે લોલ:
માજી ! તુજ અંકે ખેલ્યા શૂર, ઋષિ, મુનિ રાજવી રે લોલ;
પૂજ્યા ખંડે ખંડે નૂર નવેનિધ સાજથી રે લોલ:
માજી ! સંસ્મરણો જગમશહૂર જીવનપટ ચિતરે રે લોલ;
હજુયે પ્રેરકબળ મગરૂર બનાવી ઉછળે રે લોલ:
માજી ! તું ગો બ્રાહ્મણ પ્રતિપાળ અનાદિ કાળથી રે લોલ;
પડયા કંઇ દેશ થયા બેહાલ, રહી તું મ્હાલતી રે લોલ:
માજી ! તુજ ભૂતકાલીન એ સ્વર્ગ વિલોકું શા વડે રે લોલ;
પુનઃ પુણ્ય ભાગ્ય સવિતા ભર્ગ અનસ્ત જ ઉઘડે રે લોલ:
માજી ! તુજ જગમાં જડે ન જોડ જતાં જુગ કેટલા રે લોલ;
**ભારતમૈયા** ! પૂરો કોડ અધુરા એટલા રે લોલ.

**—કેશવ શેઠ**

## એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જહેણે સહુને જગાડયાં !
એ કોણ છે જે છૂટયો ?
જહેણે સહુને છોડાવ્યાં ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો ?
જહેણે સહુને જીવાડયાં ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો !
જહેણે સહુને નમાડયાં ?
જે સાધી શકે તે સધાવે
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો ?
જહેણે સહુને જીતાડયાં ?
એ કોણ છે જે જાગ્યો ?
જહેણે સહુને જગાડયાં ?

ગોકુળદાસ રાયચુરા

# गुरूना आदेश*

१ सत्यं वद ।

२ धर्मम् चर ।

३ स्वाध्यायान् मा प्रमद ।

४ सत्यान्न प्रमदितव्यम् ।

५ धर्मान्न प्रमदितव्यम् ।

६ कुशलान्न प्रमदितव्यम् ।

७ भूत्यै न प्रमदितव्यम् ।

८ देवपितृकार्याभ्याम् न प्रमदितव्यम् ।

९ मातृदेवो भव ।

१० पितृदेवो भव ।

११ आचार्यदेवोभव ।

---

*વિદ્યાભ્યાસ પૂરો કરી આચાર્ય પાસેથી વિદાય લેતા બાળકને

## ગુરૂના આદેશ*

૧. સત્ય બોલજે.

૨ ધાર્મિક જીવન ગુજારજે.

૩ અભ્યાસમાં પ્રમાદ કરીશ નહિ.

૪ સત્યપાલનમાં ઢીલો પડીશ નહિ.

૫ ધર્મનો માર્ગ ત્યજીશ નહિ.

૬ શુભ કાર્યના અનુષ્ઠાનમાં વિલંબ કરીશ નહિ.

૭ વિશ્વની ઉન્નતિ સાધવામાં પ્રમાદ ન કરજે.

૮ દેવ તથા પિતૃદેવને રાજી કરવામાં પ્રમાદ ન કરજે.

૯ માતાને દેવીતુલ્ય માનજે.

૧૦ પિતાને દેવતુલ્ય માનજે.

૧૧ ગુરુને દેવતુલ્ય માનજે.

---

*પ્રાચીન કાળમાં ગુરુદેવ ઉપર મુજબ આદેશ આપતા.

१२ अतिथिदेवो भव ।

१३ यानि अनवद्यानि कर्माणि तानि
त्वया सेवितव्यानि ।

१४ यानि अस्माकं सुचरितानि तानि
त्वया सेवितव्यानि नो इतराणि ।

१५ श्रद्धया देयम् ।

१६ अश्रद्धया अदेयम् ।

१७ श्रिया देयम् ।

१८ संविदा देयम् ।

१९ ह्रिया देयम् ।

२० भिया देयम् ।

२१ एष आदेशः ।

२२ एषउपदेशः ।

૧૨ અતિથિને દેવતુલ્ય માનજે.

૧૩ જે કર્મો નિંદ્ય ન હોય તે જ કરજે.

૧૪ અમારાં જે કૃત્યો સારાં હોય તેનું અનુકરણ કરજે; બીજાનું નહિં.

૧૫ શ્રદ્ધાથી દાન કરજે.

૧૬ અશ્રદ્ધાથી દાન કરીશ નહિ.

૧૭ પુષ્કળ દાન કરજે.

૧૮ દયાથી દાન કરજે.

૧૯ લજ્જાથી દાન કરજે.

૨૦ ભયથી દાન કરજે.

૨૧ આ અમારી આજ્ઞા છે.

૨૨ આ અમારો ઉપદેશ છે.



**ન ભુલજો કે :—**

વધારેમાં વધારે વેદના કરનારી ધુંસરી જો કોઇ હોય તો એ પરદેશીઓની ધુંસરી છે.

—મેકોલે

* * *

દેશના સાચા તારણહારો તો કઠણ અને સાદું જીવન ગાળે, એશારામ પર પાણી મૂકે, દોલતમંદ થવાના એકેકે એક માર્ગમાંથી પાછો વળે, પ્રતિષ્ઠા અને નેતૃત્વની બધી તૃષ્ણાઓને તિલાંજલી આપે, લૂખો સૂકો રોટલો ખાય, ભોંય પથારી કરે, જાડામાં જાડી ખાદીનાં ઓછાંમાં ઓછાં વસ્ત્રોથી ચલાવી લે, પોતાનાં કામમાં અવિચળ શ્રદ્ધા રાખે અને ભવિષ્યની આશા ઉપર જીવે.

—લાલા લજપતરાય

* * *

જે પ્રજાની જીન્દગીનો ફેંસલો લખનારને સ્થાને પરદેશી બેસતો હોય, જે પ્રજાના દરવાજે પરદેશીના ચોકી પ્હેરા હોય એ પ્રજાને હજારો ધિક્કાર!

—ડી. વેલેરા

* * *

જે પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવાને અર્થે કરે છે તે જ સાચો કેળવાયેલો. બીજા બધા તો પોથાંનો ભાર ઉપાડનાર ગધેડાં જ.

—લો. તિલક.

મેં મારૂં પોતાનું સ્વરાજ મેળવી લીધું છે. અને તે સ્વરાજ એ છે કે સત્ય જાણવું, નીડરરીતે બોલવું, અને સત્યને જાહેર કરવા ખાતર મરણનો પણ ડર ન રાખવો.

**લાલા લજપતરાય**

*    *    *    *    *

બહાદૂર બાળ! હિંમત ધર અને ગર્વથી બોલ–કે–હું ભારતવાસી છું. પ્રત્યેક ભારતવાસી મારો ભાઇ છે.

**સ્વામી વિવેકાનંદ**

આગ્રહ ઉદ્યમ ઉત્સાહ છે—
—ત્યાં શું છે અજીત અવનિમાં ?

*    *    *    *    *

સારી સ્થિતિ પ્રાપ્ત કરવા—
—ચાલુ સ્થિતિનો સદુપયોગ કરો.

*    *    *    *    *

જ્યાં જ્યાં કાંટો દેખાતા હોય—
—ત્યાં ત્યાં ફુલ ઉગી શકે તો તે વાવો.

*    *    *    *    *

પારકાની ભૂલોને પહાડ પર ચઢીને જુવો—
—પોતાની ભૂલોને સૂક્ષ્મદર્શક યંત્રથી જુવો.

અનિયમિતતા એ એક જબરો અવગુણ છે. સમૂહમાં અનિયમિતતા એ અનેક માણસોના સમયની ચોરી છે એટલે એ પાપ છે.

*          *          *          *          *

સદાચરણ વિના સર્વ વ્યર્થ

*          *          *          *          *

બોલેલ બોલ, મારેલ તીર,
ગયેલ જીંદગી ને ગુમાવેલ તક
પાછાં મળતાં નથી.

*          *          *          *          *

આડા ગયા પછી સીધા થવું મુશ્કેલ

*          *          *          *          *

મધરસ્તે અંધારૂં થાશે —
—તેથી શું તું અટકી જાશે.

*          *          *          *          *

ભાગ્યદેવી પુરૂષસિંહોને જ કચડી જુવે છે.

*          *          *          *          *

મ્હારામાં અગાધ સામર્થ્ય રહેલું છે.

*　　*　　*　　*　　*

સૌનાં અવગુણ ભૂલજે પણ ગુણ ન ભૂલજે.

*　　*　　*　　*　　*

જાઓ ભલે જીવનઆશ સર્વ
ઉત્પાત થાઓ ઉપહાસ થાઓ
થાઓ તિરસ્કાર વિનાશ થાઓ
ન એક થાજો પ્રભુપ્રીતિનાશ.

*　　*　　*　　*　　*

સત્ય એ સઘળા ગુણોનો પાયો છે.

*　　*　　*　　*　　*

વચનશુદ્ધિ વડે વચનસિદ્ધિ.

*　　*　　*　　*　　*

જે પંડે બળવાન—છતાં—
દુબળાનું સાંખે તે પરમ ક્ષમાવાન.

*　　*　　*　　*　　*

જેણે સૌથી વધારે ભલું કર્યું—
—તે સૌથી વધારે જીવ્યો.

તમને પૂછે તેને નમ્રતાથી જવાબ આપજો.
તમને ગાળો દે તેને મીઠાં વચન કહેજો.
તમને રંજાડે તેમનું ઇશ્વર ભલું કરે એમ કહેજો.

કારણકે પ્રભુનાં કામને માટે જેને નિંદા ખમવી પડે છે તેની પ્રભુના દરબારમાં વધારે કિંમત છે.

* * * * *

મનુષ્યને શું ગમશે તેનો વિચાર કરવા કરતાં—
—ઇશ્વરને શું ગમશે તેનો વિચાર પ્રથમ કરો.

* * * * *

જે મનુષ્યો ખંતીલાં છે તેમને માટે દેવો ઝડપથી કામ કરે છે.

**અસો જરથુસ્ત્ર.**

* * * * *

હે રામ ! કોઇ પણ પ્રકારે કોઇને પણ કંઈ પણ સુખ આપવું તે જ ઇશ્વરની પરમ પૂજા છે.

**મહર્ષિ વસિષ્ઠ**

હું મરવાને જાઉ છું તમે જીવવાને જાઓ છો. પણ આપણા બન્નેમાંથી કોને વધારે નસીબદાર ગણવો તે પ્રભુ વિના કોઈ જાણતું નથી.

સોક્રેટિસ

*　　*　　*　　*　　*

દુઃખોના ઓઘ વચ્ચે નિષ્પાપ રહેવું—
—એ મહાન-સર્વોત્તમ સુખ છે.

*　　*　　*　　*　　*

સકલ ધર્મમેં શ્રેષ્ટ ધર્મ
હરકો નામ જપ નિર્મલ કર્મ.

*　　*　　*　　*　　*

પોતાનાં કરવાં હોય—
—તેમની જ કસોટી કરે છે પ્રભુ.

## વંદન કરજે

ત્હેને તું પ્રભાતે પ્રિય, વંદન કરજે
    પ્રભુ ચરણાંબુજરજ શિર પર ધરજે... ત્હેને.

જન્મ દઇ સહુ કષ્ટો સ્હેતાં
    તુજ મુખ જોઇ ઘેલાં બનતાં
તે તુજ માત ને તાત અનેરાં
    તેને ચરણ જઇ ભાઇ વિરમજે... ત્હેને.

જેના થકી તુજ સ્થૂલ થયું આ
    જીવન સઘળું જેણે અર્પ્યું
તે તુજ જનની જન્મભૂમિરજ
    ચુમી ચુમી તેને તું શિર પર ધરજે... ત્હેને.

જ્ઞાનમૃત રસપાન કરાવી
    તુજ કીર્તિ જગમાં બહલાવી
પ્રેમથકી પ્રભુદાસ બનાવ્યો
    તે સદ્ગુરુ તુજ દેવને નમજે... ત્હેને.

ભ. જી. નિમ્બાર્ક

## १. सङ्कल्पः

१. अध्वर्युः—

हरिः ॐ

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।
य स्मरेत् पुंडरीकाक्षं सबाह्याभ्यंतरश्शुचिः ॥

२. सर्वे—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः । पापेभ्यो रक्षन्ताम् । यद्रात्र्या पापमकार्षम् । मनसा वाचा हस्ताभ्याम् । पद्भ्यामुदरेण शिश्ना । रात्रिस्तदवलुंपतु । यत्किंच दुरितं मयि इदमहं माममृतयोनौ । सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

३. अ०—

ॐ आगमार्थं तु देवानां गमनार्थं तु रक्षसाम् ।
कुर्वे घंटारवं तत्र देवताऽह्वानलांछनम् ॥
अपसर्पंतु ते भूता ये भूता भूमिसंस्थिताः ।
ये भूता विघ्नकर्तारस्ते गच्छंतु शिवाज्ञया ॥
अपक्रामन्तु भूतानि पिशाचास्सर्वतो दिशम् ।
सर्वेषामविरोधेन ब्रह्मकर्म समारभे ॥

२. दिग्बन्धः

४. अ०—

ॐ भूर्भुवस्स्वः—(इति दिग्बन्धः)

३. धूपः

५. अ०—

(१) ॐ येन देवाः पवित्रेण ।
आत्मानं पुनते सदा ।
तेन सहस्रधारेण ।
पावमान्यः पुनन्तु मा ॥

(२) प्राजापत्यं पवित्रम् । शतोद्यामं हिरण्मयम् ।
तेन ब्रह्मविदो वयम् । पूतं ब्रह्म पुनिमहे ॥

(३) इन्द्रः सुनीती सह मा पुनातु ।
सोमः स्वस्त्या वरुणस्समीच्या ।
यमो राजा प्रमृणाभिः पुनातु मा ।
जातवेदा मोर्जयन्त्या पुनातु ॥

६. स०—

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः ।
ॐ महः । ॐ जनः । ॐ तपः । ॐ सत्यम् ॥

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य
धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

ॐ आपो ज्योती रसोमृतं ब्रह्म भूर्भुव-
स्स्वरोम् ॥

## देवेभ्य आह्वानम्

### ४. अग्निदेवताः

७. अ०—

ॐ भूर्भुवस्वः—(इति अग्निप्रतिष्ठापनं)

(१) ॐ चत्वारि शृंगा त्रयो अस्य पादा
द्वे शीर्षे सप्त हस्तासो अस्य ।
त्रिधा बद्धो वृषभो रोरवीति
महो देवो मर्त्यां आविवेश ॥

(२) एष हि देवः प्र दिशोऽनु सर्वाः
पूर्वो हि जातः स उ गर्भे अन्तः
स विजायमानः स जनिष्यमाणः
प्रत्यङ्मुखास्तिष्ठति सर्वतोमुखः ॥

९. स०—

ॐ अग्नये स्वाहा । अग्नय इदं न मम ॥
ॐ सूर्याय स्वाहा । सूर्यायेदं न मम ॥
ॐ प्रजापतये स्वाहा । प्रजापतय इदं न मम ॥

१०. ॐ अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥

११. (१) मित्रस्य चर्षणीधृतः
अवो देवस्य सानसिम् ॥
सत्यं चित्रश्रवस्तमम् ॥

(२) मित्रो जनान् यातयति प्रजानन्
मित्रो दाधार पृथिवीमुत द्याम् ।
मित्रः कृष्टीरनिमिषाऽभिचष्टे
सत्याय हव्यं घृतवद्विधेम ॥

(३) प्र स मित्र मर्तो अस्तु प्रयस्वान्
यस्त आदित्य शिक्षति व्रतेन ।
न हन्यते न जीयते त्वोतो नैन
मंहो अश्नोत्यन्तितो न दूरात् ॥

१२. ॐ भूः इति शिरसि। ॐ भुवः इति ललाटे। ॐ स्वः इति कण्ठे। ॐ महः इति नाभौ। ॐ जनः इति हृदये। ॐ तपः इति वामस्कन्धे। ॐ सत्यं इति दक्षिणस्कन्धे। ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात्। ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम्॥

६. आपोदेवताः

१३. अ०—

ॐ दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः सुरभि नो मुखा करत् प्र ण आयूंषि तारिषत्॥

१४. स०—

(१) ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन।
महेरणाय चक्षसे॥

(२) ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः।
उशतीरिव मातरः॥

(३) तस्मा अरंगमाम वो यस्य क्षयाय जिन्वथ।
आपो जनयथा च नः॥

१५. स०—

ॐ आपो वा इदं सर्वं विश्वा भूतान्याप: प्राणा वा आपः पशव आपोऽन्नमापोऽमृतमापस्सम्राडापो विराडापस्स्वराडापश्छन्दांस्यापो ज्योतींष्यापो यजूंष्यापस्सत्यमापः सर्वा देवता आपो भूर्भुवः स्वराप ॐ ॥

१६. अ०—

(१) ॐ इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय
त्वामवस्युराचके ॥

(२) तत्त्वा यामि ब्रह्मणा वन्दमान-
स्तदाशास्ते यजमानो हविर्भिः
अहेडमानो वरुणेह बोध्युरुशꣳ
स मा न आयुः प्रमोषीः ॥

(३) यच्चिद्धि ते विशो यथा प्रदेव वरुण व्रतम् ।
मिनीमसि द्यविद्यवि ॥

(४) यत्किञ्चेदं वरुण दैव्ये जनेऽ—
भिद्रोहं मनुष्याश्चरामसि ।

अचित्ति यत्तव धर्मा युयोपिम
मानस्तस्मादेनसो देव रीरिषः ॥

(५) कितवासो यद्रिरिपुर्न दिवि
यद्वाऽघा सत्यमुत यन्न विद्म ।
सर्वा ता विष्य शिथिरेव देवा-
था ते स्याम वरुण प्रियासः ॥

१७ स०—

ॐ प्राणापानव्यानोदानसमाना मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ पृथिव्यप्तेजोवाय्वाकाशा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ शब्दस्पर्शरूपरसगन्धा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ मनोवाक्कायकर्माणि मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ अन्नमय-प्राणमय-मनोमय-विज्ञानमय-आनन्दमया मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ आत्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ अन्तरात्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ परमात्मा मे शुध्यन्तां ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः । ॐ जनः । ॐ तप ः । ॐ ४ सत्यम् । ॐ तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम्

६ः तेजोदेवताः

१८. अ०—

(१) ॐ आसत्येन रजसा वर्तमानो
निवेशयन्नमृतं मर्त्यञ्च ।
हिरण्ययेन सविता रथेना-
ऽऽदेवो याति भुवना विपश्यन् ॥

(२) उद्वयं तमसस्परि पश्यन्तो ज्योतिरुत्तरम्
देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

(३) उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशे विश्वाय सूर्यम् ॥

(४) चित्रं देवानामुदगादनीकं
चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावा पृथिवी अन्तरिक्षं
सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

१९. स०—

ॐ आर्द्रं ज्वलति ज्योतिरहमस्मि । ज्योतिर्ज्वलति ब्रह्माहमस्मि । योऽहमस्मि ब्रह्माहमस्मि । अहमस्मि ब्रह्माहमस्मि । अहमेवाहं मां जुहोमि स्वाहा ॥

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः । ॐ जनः । ॐ तप : । ॐ सत्यम् । ॐ तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवस्स्वरोम्

७. ध्यानम्

(कर्पूरहारतिः)

२१. स०—

ॐ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वा । अत्यतिष्ठद्दशांगुलम् ॥
पुरुष एवेदं सर्वम् । यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानः । यदन्ने नातिरोहति ॥

एतावानस्य महिमा । अतो ज्यायांश्च पुरुषः ।
पादोऽस्य विश्वा भूतानि । त्रिपादस्यामृतं दिवि ॥
ॐ तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥
तद्विप्रासो विपन्यवो जागृवांसस्समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥

२२. ॐ नमस्ते अस्तु भगवन् विश्वेश्वराय महादेवाय त्र्यंबकाय त्रिपुरान्तकाय त्रिकाग्निकालाय कालाग्निरुद्राय नीलकण्ठाय मृत्युंजयाय सर्वेश्वराय सदाशिवाय श्रीमन्महादेवाय नमः ॥

ध्यानम्

(पुष्पांजलिः)

२३. स०—

ॐ सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्वशम्भुवम् ।
विश्वं नारायणं देवमक्षरं परमं पदम् ॥ १ ॥
विश्वतः परमं नित्यं विश्वं नारायणं हरिम् ।
विश्वमेवेदं पुरुषस्तद्विश्वमुपजीवति ॥ २ ॥
पतिं विश्वस्यात्मेश्वरं शाश्वतं शिवमच्युतम् ।
नारायणं महाज्ञेयं विश्वात्मानं परायणम् ॥ ३ ॥
नारायणः परं ब्रह्म तत्त्वं नारायणः परः
नारायणः परो ज्योतिरात्मा नारायणः परः ॥ ४ ॥

नारायणः परो ध्याता ध्यानं नारायणः परः ॥५॥
यच्च किञ्चिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा ।
अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥६॥
अनन्तमव्ययं कविं समुद्रंतं विश्वशम्भुवम् ॥७॥
स ब्रह्मा स शिव स्सहरिस्सेन्द्रस्सोऽक्षरः परम
स्स्वराट् ॥८॥

२४. ॐ तद्ब्रह्म । ॐ तद्वायु : ॐ तदात्मा ।
ॐ तत्सत्यम् । ॐ तत्सर्वम् । ॐ तत्पुरोर्नमः ॥
अन्तश्चरति भूतेषु गुहायां विश्वमूर्त्तिषु । त्वं यज्ञ
स्त्वंवषट्कारस्त्वमिन्द्रस्त्वं रुद्रस्त्वं विष्णुस्त्वं ब्रह्मा
त्वं प्रजापतिः । त्वं तदाप आपो ज्योतीरसोमृतं
ब्रह्म भूर्भुवस्वरोम् ॥

२५. ॐ ऋतं सत्यं परं ब्रह्म पुरुषं कृष्णपिङ्गलम्
ऊर्ध्वरेतं विरूपाक्षं विश्वरूपाय वै नमः ॥

## ८ नैवेद्यम्

२६. स०—

ॐ भूर्भुवस्स्वः । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो
देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

देव सवितः प्रसुव ॥ सत्यं त्वर्तेन परिषिञ्चामि ॥
ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा । ॐ
व्यानाय स्वाहा । ॐ उदानाय स्वाहा ।
ॐ समानाय स्वाहा । ॐ ब्रह्मणे स्वाहा ।

२७. स०—

ॐ ब्रह्मणि म आत्माऽमृतत्वाय ॥

### ९. दिग्विमोकः

२८. अ०—

भूर्भुवस्सुवरोम्—(इति दिग्विमोकः)

### १०. आशीर्वादः

२९. अ०—

ॐ ऋध्यास्म हव्यैर्नमसोपसद्य
मित्रं देवं मित्रधेयं नो अस्तु ।
अनूराधान् हविषा वर्धयन्तः
शतं जीवेम शरदः सवीराः ॥

३०. स०—

ॐ तच्छं योरावृणीमहे । गातुं यज्ञाय ।
गातुं यज्ञपतये । दैवी स्वस्तिरस्तु नः ।

स्वस्तिर्मानुषेभ्यः । ऊर्ध्वं जिगातु भेषजं
शं नो अस्तु द्विपदे शं चतुष्पदे ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

३१. ॐ सर्वे वै सुखिनस्सन्तु
सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु
न कश्चिद्दुःखभाग्भवेत् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

स—

ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु

---

# મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૬ | वरीष्ठम् | वरिष्ठम् |
| ૨૪ | ૧૨ | कश्चिद्दुर्गतिं | कश्चिद्दुर्गतिं |
| ૫૪ | ૧ | આનંદ | આનંદે |
| ૬૦ | ૫ | ગારિઘ | ગારિત |
| ,, | ૧૧ | મનુરથ | મનોરથ |
| ૭૦ | ૪ | ગ્રાહક | ગ્રાહ |
| ૭૨ | ૧૮ | રામાનામ | રામનામ |
| ૭૩ | ૪ | તત્વ | તત્ત્વ |
| ૭૭ | ૧૦ | ચુકશો | સૂકશો |
| ૭૯ | ૧૦ | મુંઝીરો | મુંઝારો |
| ૮૦ | ૯ | તમ | તવ |
| ૮૨ | ૩ | વર્ષ | વર્ષો |
| ૮૩ | ૮ | સુજ | મુજ |
| ,, | ૧૧ | ચેનનની | ચેતનની |
| ,, | ૧૪ | વિરેમે | વિરમે |
| ,, | ૧૭ | ઉપાડોં | ઉપાડો |
| ૮૪ | ૩ | કર | કરો |
| ૯૫ | ૪ | સો | સૌ |
| ૯૭ | ૧૦ | આહવાં | આહ્વાન |
| ૯૮ | ૧ | ધાત્રિવાયત | ધાવિત યાત્રી |
| ,, | ૧૧ | આતંક | આતંકે |
| ૯૯ | ૪ | જાગોં | જાગે |
| ૧૦૬ | ૨૦ | થથે | થશે |
| ૧૧૪ | ૫ | સ્વવલંબન | સ્વાવલંબન |
| ૧૧૮ | ૧૨ | ચક હસરત | હસરત ચક |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૦ | ૧૨ | ક્યારે | ક્યાં રે! |
| ૧૪૩ | ૪ | હયે | હૈયે |
| ૧૪૩ | ૫ | વિંન્ધ | વિન્ધ્ય |
| ૧૪૮ | ૧૬ | શંગાર | શૃંગાર |
| ૧૫૧ | ૨ | સો | સૌ |
| ૧૫૨ | ૧૯ | પુનરોદ્ધાર | પુનરૂદ્ધાર |
| ૧૫૫ | ૯ | ખેડી | ખડી |
| ૧૬૯ | ૨ | શબદ | શબ્દ |
| ૧૭૨ | ૪ | હેયાં | હૈયાં |
| ૧૭૫ | ૬ | દોયા | દોર્યાં |
| ૧૭૮ | ૮ | मूत्यै | भूत्यै |
| ૧૮૮ | ૧૨ | જ્ઞાનમૃત | જ્ઞાનામૃત |
| ૧૯૭ | ૧૦ | ज्योति | ज्योती |
| ૧૯૮ | ૧૫ | ,, | ,, |

